બાળનાર માણસો વધે છે ખરાં. છતાં અંતરથી તેઓ ગાંધીનું નખ્ખોદ ચાહતાં તો નહિ હોય. પછી તો જ્ઞાની જાણે!

* * *

ગાંધીજીએ રાષ્ટ્રને આત્મભાન કરાવ્યું છે, અને જ્યારે જ્યારે પ્રજામાં મૂર્ચ્છાંના તબક્કા આવે છે ત્યારે ત્યારે તુરત કોણ જાણે કયાંથી ગાંધીજી નવો એકાદ સંજીવની-મંત્ર લઇને બહાર નીકળે છે. એ મહાત્માજીનો નિર્વિવાદ મહાન ફાળો છે. બાકી દેશની રાજદ્વારી, સામાજિક કે ધાર્મિક સમસ્યાઓના વ્યવહારુ ઉકેલ તરફ ગાંધીજીનાં પગલાં ધારણા પ્રમાણે ફળીભૂત બન્યાં કહી શકાય નહિ. એમાં હજુ મહાત્માજી પ્રયોગકારની દશામાં રહ્યા છે; અને મોટી સંખ્યાનો મતભેદ તેમણે નોતર્યો છે.

* * *

ગાંધીજીને ઘણા અવતારી ગણે છે, કેટલાક એમનામાં અલૌકિક વિભૂતિઓનું આરોપણ કરે છે, એમના શબ્દ માત્ર પર, આચરણ માત્ર પર અને વિચાર માત્ર પર આંધળો ઇતબાર મૂકનારા પણ ઘણા છે. છતાં મહાત્માજી માનવી જ છે, માનવોચિત-મર્યાદાઓને પણ અધીન છે, અને એ માનવીપણાની, વચ્ચે જ પોતે શોભે છે. આ વાતનો ખ્યાલ એમણે પોતે જ હમેશાં અનુયાયીઓને કરાવ્યા કર્યો છે. સ્વ. કસ્તુરબાના છેલ્લા

કેદની કારાવાસની મિતમ ખરદાસ્તોની કથાઓ તો મર્દોનાં મૂછ-પાણી ઉતારી લે તેવી છે. અને તેઓ અગાઉ પામી ચૂકયા છે કે નવેસર કારાવાસ તો આજની એટલી-સરકાર નીચે પણ ગઇ ચર્ચિલ સરકારના કાળ જેટલો જ તેમના પગ પાસે પડ્યો છે, કોઇ પણ પલે ફળ દબાવ, દેશનું ડાચું ઊઘડે, ને અંદર પોતાને ઓરાઇ જવું પડે. તેમ છતાં, તેઓએ મળીને ત્રણ વર્ષ પૂર્વેની જ વાત સંભળાવી-કે 'હિંદ છોડો!'—ના, તેઓ આગળ વધ્યા—'એશિયા છોડો!'

હિટલર-ગોબેલ્સ, મુસોલીની, ટોજો વગેરેના, પરાજયની ભયાનક પળ આવી પહોંચતાં જે પામર સમાપ્તિ-પત્નો આપણે જોતા છે, તેને મુકાબલે આ હિન્દી નેતાઓનું પ્રાણ-પોલાદ કેવા રણકારા કરે છે!

અને તેઓએ ઉચ્ચ કોટિની પ્રામાણિકતા દાખવી છે. મજુર સરકાર આવી છે માટે તેને પંપાળવા બેઠા નથી. હિંદનાં દોસ્તો તરીકે દુનિયામાં પિછાન પામેલા આ બ્રિટિશ મજુર-પ્રતિનિધિઓ અત્યારે મહાસભાને વખોડીને વિષમ પરિસ્થિતિમાં મૂકી રહેલ છે. તેઓ મોટો અનર્થ કરી શકે તેવી સ્થિતિમા છે તેની પેરવા રાખી નથી. નરમાશને એક દાવપેચ તરીકે વાપરી નથી. સોઇ ઝાટકીને સુણાવી દીધું છે, કે ૪૨ના ઓગસ્ટની ૮મી રાતનો આ જ સ્થાન પર કરેલો ઠરાવ ઊભો છે—એ પાછો ખેંચવાની નાકલીટી ઘસાવીને પછી જ છોડવા માગતા હતા, તેમાં કંઇ વળ્યું નથી

ત્રીજી મહત્ત્વની બાબત આ અધિવેશને એ સિદ્ધ કરી, કે મુસ્લીમ લીગને છેલ્લી સલામ દઈ દીધી. ઘણું મોડું થયું છે, ગયાં વર્ષોમાં ઘણો મહિમા અપાઇ ગયો છે, ઘણો મોટો અનર્થ ગુજરી ગયો છે, હાથના તીર હાથમાંથી છૂટી ગયાં છે, અને હવે તો ઉપજાવેલ અનર્થને લુપ્ત કરતાં નવ નેજાં પાણી ચડશે, કોમવાદનો મગર મૃત્યુ પામતો પામતો પણ પૂછડું મારતો જશે (મુંબઈમાં એ જ બની રહ્યું છે, બીજે બનવાના ભણકારા છે), પરંતુ એ જોખમ વહોર્યા વગર આરોવારો નહોતો. પાકીસ્તાનનું, દેશના દેહવિચ્છેદનું નામોચ્ચારણ પણ સહી ન લઇએ એવી ઉગ્ર મનોદશાએ દેશને લઈ ગયા વગર ઇલાજ નથી. 'એશિયા છોડો'નો નાદ જેમ શરદબાબુએ ને સરદારે ગજાવ્યો છે, તેમ આ લીગની સાથે લડી લેવાનો બુલંદ બોલ જવાહરલાલે ઉપાડ્યો છે. ચૂંટણીમાં ઘણી મલીન ઘલાઓ ખેલાવાની છે તે છતાં, અને સરકારે નાપાક લાગે તેવી ઉતાવળ આદરી છે તે છતાં, જેલો ઊઘડી નથી તે છતાં, હુલ્લડો રૈણ ઊચકી રહેલ છે તેને એક સપાટે ડાંભી દેવાની કશી જ તાકીદ દેખાડાતી નથી તે છતાં, મહાસભાએ ચૂંટણીનું આહ્વાન આજ મુદ્દા પણ ઉપાડી લીધું છે: 'હિંદ છોડો!' એટલી એની પ્રામાણિકતા છે.

આજે પહેલી જ વાર પ્રજાને આવી સ્વચ્છ દોરવણી દેવાય છે. અને કારાગૃહોની બહાર કેમ જાણે કદી ફરી મળવાના જ નહોતા એવી લાગણી વચ્ચે રાષ્ટ્રીયોનો કુટુંબમેળો મળ્યો, અશ્રુ નીતરતાં શરીરો ભેટ્યાં,—કોને ખબર છે કદાચ છેવટને માટે!

# અમે ગાશું

અમે ગીત ગગનનાં ગાશું
રે અમે ગીત મગનમાં ગાશું.
કલકલ કૂજન સુણી પૂછશો
તમે : અરે છે આ શું ?
રે અમે૦—

સૂર્યચંદ્રને દિયો હોલવી, ઠારો નવલખ તારા,
હથેળી આડી રાખી રોકો વરસંતી જલધારા.
અમે સૂરસરિતમાં નાશું.
રે અમે૦—

જુઓ રાતદિન વિહંગ કોડે કર્યાં કરે કલશોર,
સાંજસવારે કોકિલ બુલબુલ, મોડી રાતે મોર.
જંપ્યા વિણ ગાયે જાશું,
રે અમે૦—

પંખી માત્રને મુનિવ્રત આપો, ચૂપ કરી દો ઝરણાં,
પૂરો બેડીમાં હૃદયહૃદય પર નર્તન્તાં પ્રભુચરણાં.
ઉર મૂકી મોકળાં ગાશું,
રે અમે૦—

પ્રચંડ જનકોલાહલ વીંધી અમે ખદ્યરવ ઝીણા,
જંપી જાય જગ ત્યારે ગાજે તિમિરની અનહદ વીણા
એ રહસ્યસ્વર કૈં લ્હાશું,
રે અમે૦—

બાળક હાલરડાં માગે ને યૌવન રસભર પ્યાલા,
બૂઢા ભજન ભણકાર ચહે—એ આપે કોઈ મતવાલા.
અમે દિલદિલને કંઈ પાશું
રે અમે ગીત ગગનનાં ગાશું.

૨ : ૯ : ૧૯૪૫ ઉમાશંકર જોશી

દિવસો જ્યારે જેલમાં ગુજરતા હતા, ત્યારે પોતે બતાવેલી વિકલતા, સરકાર પર લખેલા ઉત્તેજનાયુક્ત કાગળો, અમુક તબીબી સગવડોના અભાવ પ્રત્યે એમના દિલમાં મચી ગયેલ તુમુલ પ્રક્ષોભ—અન્ય હજારો કારાવાસીઓની ઠેરઠેર એવી જ હાલત હતી તેવા સંજોગોની વચ્ચે આ એક કેદીની પ્રમાણમાં તો ક્યાંયે વધુ સગવડભરી દશા પરનો આ તરફડાટ આજન્મ તપસ્વીને માટે અને મનોનિગ્રહના અવિરત પાઠ ભણાવનાર તરીકે વિચિત્ર હતો, પણ તે માનુષોચિત હતો. ગાંધીજી તે કાળે માનવીઓ જેવાજ માનવી હતા, ને સદાકાળ માનવી દીસ્યા છે. માટે જ એ આપણી સામાન્યોની નિકટ છે. તેજઅંબારમાં આપણને આંજી દઈને અળગા રાખતા નથી.

* * *

પોતાને આનું પૂરું ભાન છે. એટલે જ પોતે પોતાના પ્રત્યેક વિચાર, વાણી ને વર્તનની મોકળી ટીકા વિવેચના થવા દે છે. આ ગુણ એમને જગતના મૂઠીભર મહાપુરુષોની કોટિમાં મૂકી આપે છે. બીજું ઘણું ઘણું સહેલ છે, પણ પોતાના પર આકરામાં આકરી ટીકા થવા દેવી ને પિત્તો ન ગુમાવવો એ રાષ્ટ્રના અગ્રણીને માટે તો મુશ્કેલ બને છે. કારણ કે મનોદશા જ 'હું હમેશા સાચો છું'ની ઘડાઈ જાય છે. આજે તો આ એક જ ગાંધી-ગુણને અંજલિ આપીને કહીએ કે 'ઝાઝું જીવો!'

# વહેતાં પાણી

## માસિક નોંધ

### ગાંધી જયન્તીનું સાચું સ્વરૂપ

'ગાંધી જયંતી નિમિત્તે ગાંધી મંદિરો બંધાય છે તેમાં નાટકના જેવા ઝાકઝમાળ વિજળીના રંગબેરંગી દીવા, સીનેમાની રેકર્ડ સંભળાવતા લાઉડસ્પીકરો, ભભકભર્યાં વસ્ત્રો પહેરેલી ભારતમાતાની છબી અથવા લાકડાની પ્રતિકૃતિ, સૂતરનો હાર પહેરેલી એકાદ 'બાપુ'ની છબી, રોજ સાંજે પોળની કન્યાઓ પરદેશી માલના ઝીણા પારદર્શક ભારે વસ્ત્રોમાં સજ્જ થઈને ત્યાં ગરબા ગાય છે, ભજનની ધૂન મચી રહે છે ને રોજ પ્રસાદ વહેંચાય છે કોઈ દિવસ ભાષણ ગોઠવાય છે, જો કે ભાષણમાં બહુ લોક આવતા નથી ત્યાં હરિજન ભાગ્યે જ હોય છે ખાદી પણ ક્વચિત નજરે ચઢે છે કલાના આ મંદિરમાં નીતિને ક્યાંઈ સ્થાન નથી હિંદ ગરીબ છે બેકાર છે, ગુલામ છે એ તો ખબર પણ પડતી નથી આ પણ એક ભક્તિનું જ સ્વરૂપ છે, પણ એ યોગ્ય દોરવણી વિનાનું છે એ કબૂલ નથી એનાથી ભક્તનું કે દેશનું કાંઈ કલ્યાણ નથી કેવળ પોળ પોળનું મમત કે સરસાઈ કરવા ખાતર આપણે આ ઉત્સવનો આ ભક્તિનો ઉપયોગ કરીશું? એ ભક્તિ જ્ઞાનપૂર્વક થાય તેવો આપણો પ્રયાસ જોઈએ જ્ઞાન વિનાની શ્રદ્ધા અંધ છે.'

તા. ૨૩-૮-૪૫ના 'ગુજરાતી પંચ' સાપ્તાહિકમાંથી ટાંકેલ આ વિચાર ઘણા વર્ષોથી ઘણા માણસોને સતાવી રહેલ મનોમંથનને સાફ ઉચ્ચારણ આપે છે અગાઉ એક ફક્ત 'જ્યોતિર્ધર' એકનું ને એટલું આ ભયસ્થાન બતાવતું હતું ને કદાચ અજાણપણે યે બનતું હતું અત્યાર સુધી ગાંધી-જયન્તીના આવા વાર્ષિક જલસા પર વખાણો જ વેરવામાં આવતા અને આપણે 'ભક્તિનું જ એક સ્વરૂપ' ન કહીએ આ તો હરકોઈ અવસરને જલસાઓથી ભરી દઈ પોતાની આમોદપ્રમોદવૃત્તિ સંતોષનાર ઉત્સવિયા લોકોનું પ્રદર્શન ગણાય ઉત્સવવૃત્તિ એ કાંઈ બૂરી વાત નથી પણ એમાં ઢોંગ, દંભ ને જૂઠ ભળે છે ત્યારે એ બૂરી બને છે ગાંધી જયન્તીના ઉજવણાંમાંથી હળવા અંશોને બાદ દેવાનો મત બસ નથી માણસો રાષ્ટ્રના જ ગીતો—નીરસ ને ધૂળ જેવા હોય તો યે—ગાય એમ પણ ન હોવું જોઈએ રાષ્ટ્રપર્વના ઉજવણામાં જનતાનો પ્રાણ જૂજવી રીતે પ્રફુલ્લિત બને તો ઈષ્ટ છે કેવળ ખાદી રેંટિયા પણ બરાબર નથી દેશના પ્રાણપોષક મેળાઓ આજે જ્યારે નરી ભ્રષ્ટતાને પામેલ છે ત્યારે તો લાખોની જનતાને માટે આ જયન્તી-નિમિત્તે આદર્શ મેળા પણ યોજી શકાય ઉચ્ચ સંગીતને પણ સ્થાન મળવું જ ઘટે મહા- [illegible] પણ શા માટે નહિ? જો કોઈ રાષ્ટ્રવિધાયક છે તે સર્વ સદશો સુખેથી વિકસી રહે ન જોઈએ કેવળ કલાવિહીન ઠઠારા અને આંધળી પ્રતિમાપૂજા

### 'ઘેર બેઠે ગંગા' જોવી હોય તો!

'શ્રી હેમંતકુમાર નીલકંઠ લખી જણાવે છે કે એક હરિજનસેવક જમનોત્રી ગંગોત્રી આદિ પુણ્યધામોની યાત્રા કરીને ત્યાંથી આચારવિચારની સંપૂર્ણ શુદ્ધિ જાળવીને શુદ્ધ પવિત્ર ગંગાજળ કલાત્મક બાટલીઓમાં લાવેલા છે તેની કિંમત જે મળે તે સઘળી રકમ ગુજરાત હરિજન સેવક સંઘને દાનમાં આપી દેવાની છે ઓછામાં ઓછી કિંમત રૂા. ૧ ૪-૦ રાખેલી છે જો કે એ માટે કોઈ કોઈ ભાવિક હિન્દુએ રૂા. ૧૦૦) સુધી પણ આપેલા છે આગામી ગાંધીસપ્તાહમાં પૂજ્ય ગાંધીજીને ઘણા વહાલા એવા આ પુરુષાર્થ માટે ભાવનાશીલ હિન્દુઓ આ પવિત્ર ગંગાજળ ખરીદીને દાન કરવાનું પુણ્ય મેળવી શકશે

હરિજન આશ્રમ સાબરમતીથી તે ગંગાજળ મળી શકશે. પ્રત્યેક હિન્દુના ઘરમાં પવિત્ર ગંગાજળ રાખવાનો એક આદિ સંસ્કાર છે એનો લાભ ભાવિક હિન્દુઓ લેશે એવી આશા છે'

ઉપરના સમાચાર તા. ૨૭-૮-૪૫ના 'ગુજરાત સમાચાર'માંથી લીધા છે એ જાહેરખબર તો નથી જણાતી કારણ કે સમાચાર રૂપે જ છપાયું છે ઉપરાંત 'આ ગંગાજળ હરિજન આશ્રમ સાબરમતીથી મળી શકશે' એવો પણ નિર્દેશ છે સાબરમતી હરિજન આશ્રમ તરફથી માન્ય બનીને આ ખબર બહાર પડેલ છે એમ તો બેશક ન માનવું ઘટે પરંતુ સામાન્ય વાચક વર્ગ આ ગંગાજળની જાહેરાતથી કેવો ભ્રાંત બનશે તેનો વિચાર કરવો જોઈએ ગંગાજળ—અને તે એક હરિજનસેવકે આણેલ છે તેટલા ખાતર—સવા ૭૭ રૂા. ની તો ઓછામાં ઓછી કીમતે વેચાવા બહાર મુકાય, અને ભાવિક હિંદુએ તો રૂા. ૧૦૦ સુધી પણ આપેલા છે એવાં પ્રલોભન પિરસાય, તે શું હરિજનસેવકોને, આશ્રમના સંચાલકોને, તેમ જ એ તમામના પથપ્રદર્શક મહાત્મા ગાંધીજીને હિંદુ ધર્મના અથવા કોઈ પણ ધર્મના હિતમાં હાસલ કર્તા દેખાય છે? અને એ ગંગાજળના આવા વેચાણનું ઉત્પન્ન ગુજરાત હરિજનસેવક સંઘને દાનમાં દેવાનું છે માટે જ શું બાકીની બધી જ ક્રિયા પુણ્યદાયી ગણાશે? ગાંધીસપ્તાહના પર્વની સાથે આ જળ-વેચાણના કામને જોડવાથી એ સપ્તાહનો મહિમા પણ ખોટા ખપમાં લેવાય છે ગંગાજળની પવિત્રતાને આજના જમાનામાં પણ આટલી હદે ખેંચી જવામાં હિંદુ ધર્મનું હિત નથી આવો વેપાર જો કોઈક રૂઢિચુસ્ત સનાતનીએ માંડ્યો

હોત તો તેની સુધારકો ધૂળ કાઢી નાખત. સારી પ્રવૃત્તિ એને પેયરા ખાતર ગંગાજળ જેવા પદાર્થને નફાખોરીના ધોરણે વેચવા કઢોય અને તેની સાથે હિંદુ ધર્મના સડાને કાઢવા નીકળેલ ગાંધીજીની પ્રવૃત્તિ કે સંસ્થાનું નામ યોજાય, એમાં અમે તો જુની સ્થિતિના પુનરાવર્તનનાં વધુ ગંભીર પગરણ જોઈએ છીએ.

### લગ્નનો નવો પ્રકાર

સેવાગ્રામના આશ્રમમાં મહાત્માજીએ ડૉ. તેંડુલકર નામના એક જર્મની અને રશિયા જઇ આવેલા ઉચ્ચ શિક્ષણ પામેલા પુરુષ અને શ્રી, ઇંદુમતી નામના કર્વે વિદ્યાપીઠનાં સ્નાતિકા યુવતી વચ્ચે નવીન વિધિએ લગ્ન કરાવ્યું. પુરોહિતપદે બ્રાહ્મણ નહિ પણ એક અંત્યજ: લગ્નવિધિ પરંપરાગત સંસ્કૃતમાં નહિ પણ શ્રી.-કાલેલકરે અને શ્રી. વિનોબાએ હિંદુસ્તાનીમાં તૈયાર કરેલ. સપ્તપદી નહિ પણ તેને બદલે નીચે મુજબની દસ પ્રતિજ્ઞાઓ.

(૧) તમે આજે લગ્નગ્રંથિથી જોડાવા તૈયાર થયા છો, ત્યારે તમે માનસિક રીતે સ્વસ્થ તો છો ને ?

(૨) તમે સાત યજ્ઞો (ગોપૂજા, જલપૂજા આદિ) કર્યાં છે ?

(૩) લગ્ન એ કામવાસના તૃપ્ત કરવાનું સાધન માત્ર નથી એવું તમે માનો છો ?

(૪) તમે ધર્મભાવના, ત્યાગભાવના અને સેવાભાવનાથી લગ્નસમ્બન્ધે જોડાઓ છો ને ?

(૫) આથી તમે તમારા સેવાકાર્યમાં પરસ્પરને વિઘ્નરૂપ નહિ થવાની અને મનસા વાચા કર્મણા પરસ્પરને સહાય કરવાની પ્રતિજ્ઞા લો છો ?

(૬) હિન્દ સ્વતંત્ર ન બને, ત્યાં સુધી પ્રજોત્પત્તિ નહિ કરવાનો તમે પ્રામાણિક પ્રયાસ કરશો ને ?

(૭) કહેવાતા અછૂતો સાથે એક પંગતે બેસી જમવામાં કે અછૂતો સાથે લગ્નસંબંધે જોડાવામાં તમે માનો છો ? એવા લગ્નોને તમે યોગ્ય ગણો છો ?

(૮) સ્ત્રી અને પુરુષોની સમાનતામાં તમને શ્રદ્ધા છે ?

(૯) તમારો સબંધ સેવક અને સેવ્યનો નહિ પણ મિત્ર તરીકેનો રહે એવું તમે માનો છો ?

(૧૦) સાત યજ્ઞો સપ્તપદીને સ્થાને છે એવું તમે માનો છો ?

### લગ્ન કરાવવાની જ શી જરૂર હતી ?

વર્તમાનપત્રોમાં આ નવા પ્રકારના લગ્નવિધિ પર જે વિવેચનો આવ્યાં છે તેમાંથી 'જ્યોતિર્ધર'ના પ્રૌઢ અને ઠરેલા તંત્રીની ટીકા નોંધપાત્ર છે. એ વિગતપૂર્ણ ચર્ચાનું તારતમ્ય આવું છે–

'આ પ્રશ્નોમાંથી 'લગ્ન' શબ્દ કાઢી લઈએ તો કોઇ પણ સમાજસેવાના આશ્રમમાં દાખલ થવા ઈચ્છનારને જે જાતના પ્રશ્નો પૂછી તેની લાયકાત માપવામાં આવે તે જાતના પ્રશ્નો છે. વરકન્યાને ઉદ્દેશીને એ પ્રશ્નોનું ખાસ પ્રયોજન જણાતું નથી

'દશે પ્રશ્નમાંથી એક પણ પ્રશ્નમાં લગ્નજીવન માટે અને પતિપત્ની તરીકે જોડાવાની યોગ્યતા માટે સૌથી વધારે આવશ્યક તત્વ—પરસ્પરનો સાચો ઊંડો ગાઢો પ્રેમ–એ વિશે ઇસારો પણ નથી,

'પરિણિત પતિપત્ની તંદુરસ્ત હોય અને જો બન્નેનાં મન મળેલા હોય, તેમ જ બન્ને સંમત હોય, તો પતિપત્ની તરીકે દેહસંબંધ બાંધે તેમાં પાપમય, નિંદ્ય, કે વાંધો લેવા જેવું શું છે તે અમને સમજાતું નથી સમસ્ત વિશ્વમાં વનસ્પતિ, પ્રાણીઓ અને માનવસૃષ્ટિમાં જે એક નૈસર્ગિક નિયમ છે તે મનુષ્યસમાજે અમુક ધોરણે રચી લગ્નસંસ્થાના વાડામાં સમાજને સુવ્યવસ્થિત રાખવા માટે, મર્યાદિત કર્યો છે એ જાતના દેહસંબંધમાં ઘણાંવર્ષ અગર પ્રતિબંધ કરવા જેવું શાથી લાગે છે ? હિન્દની સ્વાતંત્ર્યપ્રાપ્તિ અને પરિણિત દંપતીના બ્રહ્મચર્યને શો સંબંધ છે ? એ દંપતી બ્રહ્મચર્ય ન પાળે તો હિન્દની સ્વાતંત્ર્યપ્રાપ્તિને શી અસર થવાની છે ? વળી, હિન્દ સ્વતંત્ર ક્યારે થયેલું ગણાય એ વિષય પર ઘણો મતભેદ હોવા સંભવ છે આ નવપરિણિત દંપતીનું આખું જીવન વ્યતીત થઇ જાય ત્યાં સુધીમાં સ્વતંત્રતાના અમુક અર્થમાં હિન્દ સ્વતંત્ર ન થાય એમ પણ બને, તો તેમણે જીવનપર્યંત પરિણિત હોવા છતાં–બ્રહ્મચર્ય પાળ્યા કરવું ? શા માટે ?

'ઉપર જણાવેલા પ્રતિજ્ઞાઓનો સામટો વિચાર કરતાં એમ લાગે છે કે આ બન્નેને 'લગ્ન' કરાવવાની જ શી જરૂર હતી ?'

### અસામાન્ય કોટિનાં નરનારી ?

જન્મભૂમિમાં 'સંસારશાસ્ત્રી' એમ માને છે કે સામાન્ય કોટિનાં નરનારીનું આ લગ્ન નથી. સૂર્યની પેઠે આ લગ્ન દામ્પત્યના ઉચ્ચતમ આદર્શનો પ્રકાશ દૂર રહ્યું રહ્યું પણ ઝળહળાવશે.' એની સામે જ્યોતિર્ધરના તંત્રીનું એવું વિધાન છે, કે 'આ બે વ્યક્તિઓ 'સામાન્ય કોટિ' કરતાં જરા પણ ઉચ્ચ કક્ષાનાં છે એવું માનવાનો 'સંસારશાસ્ત્રી' પાસે કાંઈ આધાર છે ?' એક જણ રશિયા જર્મની જઈ આવ્યુ છે. બન્ને જણાં રાજદ્વારી લડતમાં જેલ જઈ આવેલ છે, એટલાથી તેમાંનું એક પણ 'સામાન્ય કોટિ' કરતા ઉચ્ચ કક્ષાનું હોવાનો જ્યોતિર્ધરનો મત જણાતો નથી.

### પ્રતિજ્ઞાઓથી આ બધું જન્મે છે ?

જ્યોતિર્ધરના મુદ્દા મનનીય છે. પરણનારાં વચ્ચે ગાઢ, ઊંડો અનુરાગ હોવો, એ તો લગ્ન-જીવનનો મુખ્ય

# વહેતાં પાણી



## ગાંધી જયન્તીનું સાચું સ્વરૂપ

'ગાંધી જયંતી નિમિત્તે ગાંધી કુટિરો બંધાય છે તેમાં નાટકનાં જેવાં ઝાકઝમાળ, વિજળીના રંગબેરંગી દીવા, સીનેમાની રેકર્ડ સંભળાવતાં લાઉડસ્પીકરો, ભભકભર્યાં વસ્ત્રો પહેરેલી ભારતમાતાની છબી અથવા લાકડાની પ્રતિકૃતિ, સૂતરનો હાર પહેરેલી એકાદ 'બાપુ'ની છબી, રોજ સાંજે પોળની કન્યાઓ પાટલી માલના ઝીણા પારદર્શક ભારે વસ્ત્રોમાં સજ્જ થઈને ત્યાં ગરબા ગાય છે, ભજનની ધૂન મચી રહે છે ને રોજ પ્રસાદ વહેંચાય છે. કોઈ દિવસ ભાષણ ગોઠવાય છે, જો કે ભાષણમાં બહુ લોક આવતા નથી ત્યાં હરિજન ભાગ્યે જ હોય છે. ખાદી પણ ક્વચિત નજરે ચડે છે. દંભોના આડંબર નીચે સાદાઈને સ્થાન નથી. હિંદ ગરીબ છે, ભિખારી છે, ગુલામ છે એ તો ખબર પણ પડતી નથી. આ પણ એક ભક્તિનું જ સ્વરૂપ છે, પણ એ યોગ્ય દોરવણી વિનાનું છે. એ જાગૃત નથી. એનાથી ભક્તનું કે દેશનું કાંઈ કલ્યાણ નથી. કેવળ પોળ પોળનું મમત કે સરસાઈ કરવા ખાતર આપણે આ ઉત્સવનો, આ ભક્તિનો ઉપયોગ કરીશું? એ ભક્તિ જ્ઞાનપૂર્વક થાય તેવો આપણો પ્રયાસ લઈએ. કે જ્ઞાન વિનાની શ્રદ્ધા અન્ધ છે.'

તા. ૨૩-૯-૪૫ના 'ગુજરાતી પંચ' સાપ્તાહિકમાંથી ટાંકેલ આ વિચાર ઘણાં વર્ષોથી ઘણાં માણસોને સતાવી રહેલ મનોમંથનને માત્ર ઉચ્ચારણ આપે છે. અગાઉ એક ફક્ત 'જ્યોતિર્ધર' એકલું ને અટૂલું આ ભયસ્થાન બતાવતું હતું ને કદાચ અળખામણું યે બનતું હતું. અત્યાર સુધી ગાંધી-જયન્તીના આવા વાર્ષિક જલસા પર વખાણો જ વેરવામાં આવતાં. આને આપણે 'ભક્તિનું જ એક સ્વરૂપ' ન કહીએ આ તો હરકોઈ અવસરને જલસાઓથી ભરી દઈ પોતાની આમોદ પ્રમોદવૃત્તિ સંતોષનાર ઉત્સવિયાં લોકોનું પ્રદર્શન ગણાય. ઉત્સવવૃત્તિ એ કાંઈ બૂરી વાત નથી. પણ એમાં ઢોંગ, દંભ ને જૂઠ ભળે છે ત્યારે એ બૂરી બને છે. ગાંધી-જયન્તીનાં ઊજવણાંમાંથી હળવા અંશોને બાદ દેવાનો મત બસ નથી. માણસો રાષ્ટ્રનાં જ ગીતો—નીરસ ને ધૂળ જેવાં હોય તો યે—ગાય એમ પણ ન હોવું જોઈએ રાષ્ટ્રપર્વના ઉજવણામાં જનતાનો પ્રાણ નૂતન રીતે પ્રફુલ્લિત બને તો ઈષ્ટ છે. કેવળ ખાદી રેંટિયા પણ બરાબર નથી. દેશના પ્રાણપોષક મેળાઓ આજે જ્યારે નરી ભ્રષ્ટતાને પામેલ છે ત્યારે તો લાખોની જનતાને માટે આ જયન્તી-નિમિત્તે આદર્શ મેળા પણ યોજી શકાય. ઉચ્ચ સંગીતને પણ સ્થાન મળવું જ ઘટે. મર્દાઈના ખેલ પણ શા માટે નહિ? જે કોઈ રાષ્ટ્રવિધાયક છે તે સર્વ સદંશો સુખેથી વિલસી રહે. ન જોઈએ કેવળ કલાવિહીન ઠઠારા અને આંધળી પ્રતિમાપૂજા.

## 'ઘેર બેઠે ગંગા' જોવી હોય તો!

શ્રી હેમંતકુમાર નીલકંઠ લખી જણાવે છે કે એક હરિજનસેવક જમનોત્રી ગંગોત્રી આદિ પુણ્યધામોની યાત્રા કરીને ત્યાંથી આચારવિચારની સંપૂર્ણ શુદ્ધિ જાળવીને શુદ્ધ પવિત્ર ગંગાજળ કલાત્મક ગંગાજળીમાં લાવેલા છે તેની કિંમત જે મળે તે સઘળી રકમ ગુજરાત હરિજન સેવક સંઘને દાનમાં આપી દેવાની છે. ઓછામાં ઓછી કિંમત રૂા. ૬-૪-૦ રાખેલી છે, જો કે એ માટે કોઈ કોઈ સાત્વિક હિન્દુએ રૂા. ૧૦૦) સુધી પણ આપેલા છે. આગામી ગાંધીજયન્તી પર્વમાં પૂજ્ય ગાંધીજીને પ્રણામ વહાલા એવા આ પુણ્યકાર્ય માટે ભાવનાશીલ હિન્દુઓ આ પવિત્ર ગંગાજળ ખરીદીને દાન કરવાનું પુણ્ય મેળવી શકશે.

હરિજન આશ્રમ, સાબરમતીથી તે ગંગાજળ મળી શકશે. પ્રત્યેક હિન્દુના ઘરમાં પવિત્ર ગંગાજળ રાખવાનો એક આદિ સંસ્કાર છે એનો લાભ સાત્વિક હિન્દુઓ લેશે એવી આશા છે.

ઉપલા સમાચાર તા. ૨૭-૯-૪૫ના 'ગુજરાત સમાચાર'માંથી લીધા છે. એ જાહેરખબર તો નથી જણાતી કારણ કે સમાચાર રૂપે જ છપાયું છે. ઉપરાંત 'આ ગંગાજળ હરિજન આશ્રમ સાબરમતીથી મળી શકશે' એવો પણ નિર્દેશ છે. સાબરમતી હરિજન આશ્રમ તરફથી માન્ય બનીને આ ખબર બહાર પડેલ છે એમ તો બેશક ન માનવું ઘટે, પરંતુ સામાન્ય વાચક વર્ગ આ ગંગાજળની જાહેરાતથી કેવો ભ્રાંત બનશે તેનો વિચાર કરવો જોઈએ. ગંગાજળ—અને તે એક હરિજનસેવકે આણેલ છે તેટલા ખાતર—સવા ૭ રૂા.ની તો ઓછામાં ઓછી કીમતે વેચાવા બહાર મુકાય, અને સાત્વિક હિંદુએ તો રૂા. ૧૦૦ સુધી પણ આપેલા છે એવાં પ્રલોભન પિરસાય, તે શું હરિજનસેવકોને, આશ્રમના સંચાલકોને, તેમ જ એ તમામના પથપ્રદર્શક મહાત્મા ગાંધીજીને હિંદુ ધર્મના અથવા કોઈ પણ ધર્મના હિતમાં હાંસલ કર્તા દેખાય છે? અને એ ગંગાજળના આવા વેચાણનું ઊપજ ગુજરાત હરિજનસેવક સંઘને દાનમાં દેવાનું છે માટે જ શું બાકીની બધી જ ક્રિયા પુણ્યદાયી ગણાશે! ગાંધીમહાત્માના પર્વની સાથે આ જળ-વેચાણના કામને જોડવાથી એ સમારંભનો મહિમા પણ ખોટા ખપમાં લેવાય છે. ગંગાજળની પવિત્રતાને આજના જમાનામાં પણ આટલી હદે ખેંચી જવામાં હિંદુ ધર્મનું હિત નથી. આવો વેપાર જો કોઈક રૂઢિચુસ્ત સનાતનીએ માંડ્યો

હોત તો તેની સુધારકો ધૂળ કાઢી નાખત. સારી પ્રવૃત્તિ ઓને પેટના ખાતર ગંગાજળ જેવા પદાર્થને નફાખોરીના ધોરણે વેચવા કઢાય અને તેની સાથે હિંદુ ધર્મના સડાને કાઢવા નીકળેલ ગાંધીજીની પ્રવૃત્તિ કે સંસ્થાનું નામ યોજાય, એમાં અમે તો જુની સ્થિતિના પુનરાવર્તનનાં વધુ ગંભીર પગરણ જોઈએ છીએ.

### લગ્નનો નવો પ્રકાર

સેવાગ્રામના આશ્રમમાં મહાત્માજીએ ડૉ. તેંદુલકર નામના એક જર્મની અને રશિયા જઈ આવેલા ઉચ્ચ શિક્ષણ પામેલા પુરુષ અને શ્રી. ઇંદુમતી નામનાં કર્વે વિદ્યાપીઠનાં સ્નાતિકા યુવતી વચ્ચે નવીન વિધિએ લગ્ન કરાવ્યું. પુરોહિતપદે બ્રાહ્મણ નહિ પણ એક અંત્યજઃ લગ્નવિધિ પરંપરાગત સંસ્કૃતમાં નહિ પણ શ્રી. કાલેલકરે અને શ્રી. વિનોબાએ હિંદુસ્તાનીમાં તૈયાર કરેલ. સપ્તપદી નહિ પણ તેને બદલે નીચે મુજબની દસ પ્રતિજ્ઞાઓ.

(૧) તમે આજે લગ્નગ્રન્થિથી જોડાવા તૈયાર થયાં છો, ત્યારે તમે માનસિક રીતે સ્વસ્થ તો છો ને ?

(૨) તમે સાત યજ્ઞો (ગોપૂજા, જલપૂજા આદિ) કર્યા છે ?

(૩) લગ્ન એ કામવાસના તૃપ્ત કરવાનું સાધન માત્ર નથી એવુ તમે માનો છો ?

(૪) તમે ધર્મભાવના, ત્યાગભાવના અને સેવાભાવનાથી લગ્નસમ્બન્ધે જોડાઓ છો ને ?

(૫) આથી તમે તમારા સેવકાર્યમાં પરસ્પરને વિઘ્નરૂપ નહિ થવાની અને મનસા વાચા કર્મણા પરસ્પરને સહાય કરવાની પ્રતિજ્ઞા લો છો ?

(૬) હિન્દ સ્વતંત્ર ન બને, ત્યાં સુધી પ્રજોત્પત્તિ નહિ કરવાનો તમે પ્રામાણિક પ્રયાસ કરશો ને ?

(૭) કહેવાતા અસ્પૃશ્યો સાથે એક પંગતે બેસી જમવામાં કે અસ્પૃશ્યો સાથે લગ્નસંબંધે જોડાવામાં તમે માનો છો ? એવા લગ્નોને તમે યોગ્ય ગણો છો ?

(૮) સ્ત્રી અને પુરુષોની સમાનતામાં તમને શ્રદ્ધા છે ?

(૯) તમારો સંબંધ સેવક અને સેવ્યનો નહિ પણ મિત્ર તરીકેનો રહે એવું તમે માનો છો ?

(૧૦) સાત યજ્ઞો સપ્તપદીને સ્થાને છે એવું તમે માનો છો ?

### લગ્ન કરાવવાની જ શી જરૂર હતી ?

વર્તમાનપત્રોમાં આ નવા પ્રકારના લગ્નવિધિ પર જે વિવેચનો આવ્યાં છે તેમાંથી 'જ્યોતિર્ધર'ના પ્રૌઢ અને ઠરેલા તંત્રીની ટીકા નોંધપાત્ર છે. એ વિગતપૂર્ણ ચર્ચાનું તારતમ્ય આવું છે—

'આ પ્રશ્નોમાંથી 'લગ્ન' શબ્દ કાઢી લઈએ તો કોઈ પણ સમાજસેવાના આશ્રમમાં દાખલ થવા ઈચ્છનારને જે જાતના પ્રશ્નો પૂછી તેની લાયકાત માપવામાં આવે તે જાતના પ્રશ્નો છે. વરકન્યાને ઉદ્દેશીને એ પ્રશ્નોનું ખાસ પ્રયોજન જણાતું નથી.

'દશે પ્રશ્નમાંથી એક પણ પ્રશ્નમાં લગ્નજીવન માટે અને પતિપત્ની તરીકે જોડાવાની યોગ્યતા માટે સૌથી વધારે આવશ્યક તત્વ—પરસ્પરનો સાચો ઊંડો ગાઢો પ્રેમ—એ વિશે ઇસારો પણ નથી.

'પરિણિત પતિપત્ની તંદુરસ્ત હોય અને બે બન્નેનાં મન મળેલા હોય, તેમ જ બન્ને સંમત હોય, તો પતિપત્ની તરીકે દેહસંબંધ બાંધે તેમાં પાપમય, નિંદ્ય, કે વાંધો લેવા જેવું શું છે તે અમને સમજાતું નથી. સમસ્ત વિશ્વમાં વનસ્પતિ, પ્રાણીઓ અને માનવસૃષ્ટિમાં જે એક નૈસર્ગિક નિયમ છે તે મનુષ્યસમાજે અમુક ધોરણો રચી લગ્નસંસ્થાના વાડામાં સમાજને સુવ્યવસ્થિત રાખવા માટે, મર્યાદિત કર્યો છે. એ જાતના દેહસંબંધમાં ઘૃણાસ્પદ અગર પ્રતિબંધ કરવા જેવું શાથી લાગે છે ? હિન્દની સ્વાતંત્ર્યપ્રાપ્તિ અને પરિણિત દંપતીના બ્રહ્મચર્યને શો સંબંધ છે ? એ દંપતી બ્રહ્મચર્ય ન પાળે તો હિન્દની સ્વાતંત્ર્યપ્રાપ્તિને શી અસર થવાની છે ? વળી, હિન્દ સ્વતંત્ર ક્યારે થયેલું ગણાય એ વિષય પર ઘણો મતભેદ હોવા સંભવ છે આ નવપરિણિત દંપતીનું આખું જીવન વ્યતીત થઈ જાય ત્યા સુધીમાં સ્વતંત્રતાના અમુક અર્થમાં હિન્દ સ્વતંત્ર ન થાય એમ પણ બને, તો તેમણે જીવનપર્યંત પરિણિત હોવા છતાં બ્રહ્મચર્ય પાળ્યા કરવું ? શા માટે ?

'ઉપર જણાવેલી પ્રતિજ્ઞાઓનો સામટો વિચાર કરતા એમ લાગે છે કે આ બન્નેને 'લગ્ન' કરાવવાની જ શી જરૂર હતી ?'

### અસામાન્ય કોટિનાં નરનારી ?

પ્રજાબંધુમાં 'સંસારશાસ્ત્રી' એમ માને છે કે 'સામાન્ય કોટિનાં નરનારીનું આ લગ્ન નથી. સૂર્યની પેઠે આ લગ્ન દામ્પત્યના ઉચ્ચતમ આદર્શનો પ્રકાશ દૂર રહ્યું રહ્યું પણ ઝળહળાવશે.' એની સામે જ્યોતિર્ધરના તંત્રીનું એવું વિધાન છે, કે 'આ બે વ્યક્તિઓ 'સામાન્ય કોટિ' કરતાં જરા પણ ઉચ્ચ કક્ષાનાં છે એવું માનવાનો 'સંસારશાસ્ત્રી' પાસે કાંઈ આધાર છે?' એક જણ રશિયા જર્મની જઈ આવ્યું છે. બન્ને જણાં રાજદ્વારી લડતમાં જેલ જઈ આવેલ છે, એટલાથી તેમાંનું એક પણ 'સામાન્ય કોટિ' કરતા ઉચ્ચ કક્ષાનું હોવાનો જ્યોતિર્ધરનો મત જણાતો નથી.

### પ્રતિજ્ઞાઓથી આ બધું જન્મે છે ?

જ્યોતિર્ધરના મુદ્દા મનનીય છે. પરણનારાં વચ્ચે ગાઢ, ઊંડો અનુરાગ હોવો, એ તો લગ્નજીવનનો મુખ્ય

સ્થંભ છે. બીજી વિધિઓ, આચારો ને પ્રતિજ્ઞાઓ, એ તો આપણા દેશની જે શાસનપદ્ધતિ હોય તેના લગ્નવિષયક કાયદાઓના પાલન પૂરતાં, વ્યવહારે આવશ્યક હોય તેટલાં પ્રમાણમાં જ ફરજિયાત આચરણની બાબતો છે. કોઈ પણ સુશિક્ષિત વરવધૂને ન તો પ્રાચીન પરંપરાગત વિધિઓની જરૂર હોય, કે ન તો નવી 'દસ પ્રતિજ્ઞાઓ'ની ખેવના હોય. આવી પ્રતિજ્ઞાઓમાંથી પરણનારાં સુશિક્ષિતોને માટે કઈ બાબત નવી છે? કયું નવું ગાંભીર્ય કે પાવિત્ર્ય આવી પ્રતિજ્ઞાઓ દ્વારા લગ્નમાં પેદા થઈ શકે છે? માનસિક સ્વસ્થતા, ધર્મભાવના, ત્યાગભાવના, સેવાભાવના, પરસ્પર સહાયબુદ્ધિ, સ્ત્રીપુરુષની સમાનતા અને મૈત્રીભાવ, એ તો શિક્ષિત દંપતીની અન્યોન્ય સુપાત્રતાની સહજ તેમ જ અંગત બાબતો છે અને બેઉએ કરેલી પસંદગીમાં અભિપ્રેત છે. એ તો પ્રગાઢ પ્રેમમાંથી પ્રકટ થતા, ક્રમે ક્રમે સહવાસથી કેળવાતા અને ઘડાતા સંસ્કારો છે. એને સારુ પ્રતિજ્ઞા શી? પ્રતિજ્ઞાથી શું એ જન્મી શકે છે?

**કામવાસના પ્રત્યે**
**આટલી કરડાકી કેમ?**

'લગ્ન એ કામવાસના તૃપ્ત કરવાનું સાધન માત્ર નથી' એ તો પ્રાકૃતમાં પ્રાકૃત, કનિષ્ઠથી એ કનિષ્ઠ, જૂના અને નવા હરએક લગ્નમાં રહેલી માનવ-સમજણ છે. લગ્નની એ એકમાત્ર ઉપયોગિતા હોવાનો દાવો તો કદી કોઈ ઠેકાણે થયો નથી. છતાં એ મુદ્દા પર પ્રતિજ્ઞાનો ભાર આ 'આદર્શ લગ્ન'માં જ શાને માટે?

કામવાસનાની તૃપ્તિ પ્રત્યે આજકાલ કંઈક વધુ પડતી 'પવિત્ર' કરડાકી દાખવવામાં આવે છે. કામ અને વાસના, એ મૂળે જ શું પાપમય છે? એ તો એક નિસર્ગ-નિરુપિત બળ છે, ને માનવ-જીવનમાં મોટો ભાગ ભજવવાને નિર્માણ પામેલ છે. તેમ છતાં જેને એથી પણ પર રહેવું હોય તેને માટે તો આપણી

મેં બસ નથી. માણસો રાષ્ટ્ર અન્ય આશ્રમોની જોગવાઈ છે.

ધૂળ જેવાં હોય તો ચે—ગા

જોઈએ રાષ્ટ્રપર્વના ઉજવણામાં જ

રીતે પ્રફુલ્લિત બને તો ઈષ્ટ છે.ત્યાં સુધી પ્રજોત્પત્તિ કરતા પણ બરાબર નથી. દેશના આણ્ એક મોટી વિડમ્બના છે જ્યારે નરી ભ્રષ્ટતાને પામેલ છે.આવો જ એ દાખલો બેપારી ની પેઠે આ જયન્તી-નિમિત્તે ના સંતાનો પરાધીન હિંદ પર ઉચ્ચ સંગીતને પ. પ્રજોત્પત્તિ એ સ્ત્રીહૃદયની એક સ્વાભાવિક ...ા ઝંખાણકારી કામના છે. નારીનો પ્રાણ જેટલા પ્રમાણમાં સ્વાભાવિક માતૃત્વની ભૂખ સેવતો હોય, સંતતિનો ભાર વેઠવા સશક્ત હોય, સ્ત્રીપુરુષોના માર્ગમાં પ્રજા વિઘ્નરૂપ ન બને તેવું હોય, અને પ્રજનનની ક્રિયા દ્વારા જેટલે અંશે નારીના દેહપ્રાણ નવીન સ્ફૂર્તિ, ચેતના તેમજ પ્રસન્નતા પ્રાપ્ત કરી શકે તેમ હોય, તેટલે અંશે પ્રજોત્પત્તિ સર્વત્ર ઈષ્ટ છે, નહિ તો એ સ્વતંત્ર દેશમાં યે શાપરૂપ છે. એ વાતને લગ્ન-પ્રતિજ્ઞામાં સ્થાન શાને? કામવાસનાનું અને પ્રજનનેચ્છાનું આવું સમજણું દમન, એ તો આ દસ પ્રતિજ્ઞાઓમાં રહેલાં બીજાં તત્ત્વોને જ વિઘાતક બનશે.

જ્યોતિર્ધરનો પ્રશ્ન સાચો છે, કે તો પછી આ લગ્ન જ શા માટે? કામવાસના, પ્રજનનેચ્છા, અને તે દ્વારા પ્રકટતા નાના મોટા ઊર્મિઉલ્લાસોથી પર જઈ પહોંચેલાં કેવળ આત્મ-લગ્ન (જો એના જેવું કંઈ હોય તો)ની કક્ષાએ બિરાજનારાઓ શું નરી મૈત્રીથી જ ઉપલી દસે પ્રતિજ્ઞાઓમાં નિરુપેલ કલ્યાણ-તત્ત્વોની ઉપાસના ન કરી શકયાં હોત?

**વ્યક્તિઓ સામે**
**કહેવાનું નથી**

'પ્રજાબંધુ'ના સસારના રંગમાં શ્રી. સંસારશાસ્ત્રીનું કહેવું એમ છે કે—

'શ્રી. તેંડુલકર અને શ્રી ઇન્દુમતીએ આત્મપ્રજ્ઞાને જોરે હેતુમય જીવન જીવવાનો સંકલ્પ કર્યો છે. એટલું તો એમનું લગ્ન અવશ્ય કરી છૂટે છે. ભલે પછી એ હેતુ કોઈને રુચતો આવે ને કોઈને ના પણ આવે. એ હેતુ નિર્દોષ ને નિરુપદ્રવી હોય, સમાજના યોગક્ષેમ સાથે એનું અનુસંધાન થયું હોય, એટલું પરતું છે'

ઉપલું વિધાન પ્રસ્તુત બે વ્યક્તિઓ પૂરતું સત્ય છે. સમાજને નડતર ન કરે તેવા કોઈ પણ લગ્નને વખોડવાનું લાજમ નથી. ભલે પછી એ લગ્ન ભારે વિચિત્ર અને વિડમ્બનાપાત્ર લાગે. બેઉ પરણનારાં એમની મરજી મુજબ બની બનવા મુખત્યાર છે. પરંતુ આ લગ્ન હજારો લાખો લગ્નોની પેઠે સ્વાભાવિકપણે થયેલ લગ્ન નથી. આ તો આખા જગતના આદર્શ-સેવીઓનું લક્ષ કેન્દ્રિત કરનાર એક સ્થળ તેમજ એક વ્યક્તિ દ્વારા મહિમાને પામ્યું હોઈ સમાજની દૃષ્ટિમાં એક આદર્શની ભભક ઊભી કરનારું લગ્ન બન્યું છે, અને તેનું નૂતન વિધિવિધાન પણ એવું સૂચવે છે કે જાણે આ નૂતન પ્રકારને આદર્શસ્થાને સ્થાપવાનો આશય હોય.

**મૂર્તિખંડનની**

**પાછળના સંકલ્પો**

કાઠિયાવાડના તળાજા ગામના ડુંગર પર આવેલા જૈનોના પ્રાચીન તીર્થધામમાંથી એક રાત્રિએ બે પુરાતન દેવપ્રતિમાઓ ભાંગીને બહાર નાખી દેવાનું હલકટ અને નિંદ્ય કામ કોઈક કરી ગયું છે. હિંદુ કોમમાં અનેક ધર્મપંથો, સંપ્રદાયો છે, અને એમાં અનેકના સિદ્ધાંતો માન્યતાઓ તેમજ વિધિઆચારો પરસ્પર જુદા પડે છે એટલું જ નહિ પણ પરસ્પર વિરોધીપણાનાં સ્વરૂપો ય ધરાવે છે. પારસી, ખ્રીસ્તી, યહૂદી વગેરે કેક કોમો એકબીજાથી ધાર્મિક મતાન્તરો સેવે છે. છતાં કોઈ પંથની દેવપ્રતિમાનું ખંડન તો શું પણ અપમાન અવહેલના ય બીજાએ કરી જાણી નથી. માનભર્યા અવગણનાને પરસ્પરે નિભાવ્યું છે. મૂર્તિ સામેનો કટ્ટર ખોફ એક ફક્ત ઇસ્લામીઓમાં પ્રવર્તે છે. મૂર્તિખંડનમાં ત્યાં પુન્ય મનાયું છે. ઇસ્લામના શાસ્ત્રનો આધાર તો ગમે તે હો, છતાં એ ધર્મની સ્થાપનાથી માંડી સદીઓ પર્યંત પ્રણાલિકા મૂર્તિભંજનની ચાલી હતી. આજે તો પ્રજાજન તરીકેના નાગરિક ધર્મો પાંથિક ફરજોથી ઊંચે પદે સ્થપાયા છે. મૂર્તિખંડન એ ગંભીર ગુનો ઠરેલ છે. અને ધાર્મિક પુણ્ય રળવાની ગેરમાન્યતાથી દોરવાઈને પણ હિંદ સિવાયના કોઇ દેશમાં મુસ્લીમોએ જીસસ મેરીની મૂર્તિ કે અન્ય કોઈ મૂર્તિ ભાંગ્યાનું ક્યાંય સાંભળ્યું નથી.

એ બને છે માત્ર હિંદમાં. છુપીચોરીથી બને છે, અથવા ખુલ્લાં હુલ્લડોમાં બને છે. અને ઉઘાડી દુશ્મનાવટના ભડેકાટમાં તો પછી એ પરસ્પર બને છે. મૂર્તિઓની સામે મસ્જીદો પણ ભંગાય છે. પણ હવેની ભાંગફોડ ધાર્મિક પુન્ય કમાવાને માટે નથી થતી. નેકપાક એવા લાખો મુસ્લીમો એવા પુન્યનું સ્વપ્ન પણ નથી સેવતા. હવે તો આ કેવળ રાજકારણી ગુંડાશાહી અને મવાલીપણાનાં છમકલાં હોય છે. ને એમાં એકબીજી કોમને નાગરિક દૃષ્ટિએ દબાવવા ડરાવવા કચડી નાખવાની નેમ હોય છે. એ કૃત્યો પાછળ અવિચારી એક-બે વ્યક્તિઓ પણ હોય છે તેમ વ્યવસ્થિત વિચારપૂર્વકનું સાધનસંપન્ન કાવતરું પણ હોય છે.

**કદી વખોડી**

**કાઢેલ છે ખરું?**

તળાજાનું મૂર્તિખંડન કરનાર પકડાયો નથી. કાયદાની એ મર્યાદા છે કે અમુક કોમમાંથી આ થયું છે એમ પણ બોલવું ન જોઇએ. છતાં પરિસ્થિતિની ખાસ વિશિષ્ટતાઓને પરિણામે જાહેર પ્રજાનું દિલ સંશયગ્રસ્ત બનતાં અટકતું નથી ને કંઠોપકંઠ વાતો થતી રોકાતી નથી. કાયદાના લાંબા હાથ એવી માન્યતા-પ્રચારને પહોંચી શકતા નથી. એવા સંજોગોમાં 'પ્રબુદ્ધ જૈન'ના તંત્રી એક એવું સૂચન કરે છે કે—

'આવી પરિસ્થિતિમાં મુસલમાન ભાઈઓ પોતાના પાડોશી સમાજની સાથે જ છે અને તેમનાં મંદિર કે મૂર્તિનો જે ઘાત કરવામાં આવ્યો છે તે પોતાની મસ્જીદને તોડવા બરોબર જ તેઓ લેખે છે તેવી હમદર્દીની પ્રતીતિ-એ પરસ્પરનો ભાઇચારો મુસલમાનોને પણ એટલી જ ઇષ્ટ વસ્તુ હોય તો સભાઓ, જાહેર નિવેદનો તેમજ અન્ય સર્વ વહેવારુ રીતો વડે મુસલમાન ભાઇઓએ હિંદુ સમાજના દિલમાં ઉત્પન્ન કરવી જોઇએ. આવા પ્રસંગે કેવળ મૌન ધારણ કર્યાથી ન ચાલે.'

ઉપલી આશા રાખવી એ વધુ પડતું છે. મૂર્તિખંડન ઉપરાંત જીવતાં માનવીઓને-સ્વામી શ્રદ્ધાનંદને, અલાબક્ષને એવા તો કેકને-મારી નાખવાના કિસ્સા બન્યા છે. પુરવાર થયા છે. એમાંના એકને પણ વખોડી કાઢવાનો ઠરાવ તો કદી થયો નથી પણ બે શબ્દોનું નિવેદને ય બહાર પડ્યું નથી. આ બાબતનો અત્યુત્સાહ તો આપણામાં જ જોવામાં આવે છે. છેલ્લે છેલ્લે તો મુસ્લિમ લીગના મુખપત્ર 'ડૉન'ના તંત્રી તરફથી એટલી હદે સાફ લખાયું છે કે મૌ. અબુલકલામ આઝાદ જેવા ઢીંગલાં પૂતળાં તો ઇંટોના અને રોડાંના મારને જ પાત્ર છે!

**પ્રતિમાપૂજકો**

**પોતાની ફરજ વિચારે—**

બીજાઓએ બજાવવાની ફરજને બાજુએ રાખીએ. પ્રતિમાઓના ખુદ પૂજકોની ફરજ વિચારવા જેવી છે. પ્રતિમાઓ પ્રત્યે એ પૂજકોની ભાવના કેટલી? ઠેર ઠેરથી જેઓના રોષ, ધિક્કાર અને વિરોધના તારો ઝણઝણે છે તે જૈનો પોતાની પ્રતિમાઓને માટે કેટલો ભોગ આપવા તત્પર છે? દેવમૂર્તિ એ શું તેમના પ્રાણ સાટેની બાબત છે? પ્રતિમા પધરાવવાના ઉત્સાહીઓ એની રક્ષાની ત્રેવડ ધરાવે છે? ભાડૂતી ચોકીદારોને હવાલે છોડી દેવાય એવી સસ્તી આ પ્રતિમાઓ શાને? ત્રેવડ ઉપરાંતની પ્રતિષ્ઠાઓ કેમ કરે જ જવાય છે? લક્ષ્મીની વિપુલતા અને ધર્મની વેરલાઈ, એ બે ભેળાં થયાં છે તેવી જ શું? ભાવનગરના મહારાજા પર તારોની વૃષ્ટિ થઇ છે કે ગુનેગારને

જઈ પકડી સજા કરો. રાજસત્તાઓનો ઉત્સાહ આવી બાબતો પરત્વે કેવોક છે તે જાણીતું છે. કુલછાએ સૂચન કરેલું કે ભલા ભાઈઓ ! મોટા પગારનો કોઈક સ્વતંત્ર જાસૂસી નિષ્ણાત તમારા ખર્ચે જ રાખીને આ ગુનાનો તાગ લેવરાવોને ! પણ મૂર્તિઓની સંખ્યા એટલી બધી વધારી મુકાઈ છે કે ક્ષણિક લાગણીથી વિશેષ કશો પુણ્યપ્રકોપ પ્રકટવાને અવકાશ નથી. ગામડે ગામડે પ્રતિમાઓ છે, ડુંગરે ડુંગરે દેરીઓ છે. રક્ષણની ત્રેવડ નથી. જમાનો ભયંકર ધુરકાટા કરે છે. ડોશી મરે છે એ તો ઠીક, પણ જમ ઘર ભાળે છે. ત્રેવડ ન હોય તો તમામ પ્રતિમાઓને એકજ સ્થાને ભેળી કરીને એકજ મંદિરમાં પુજાવી શકાય. આ ઠરાવો, સભાઓ ને તારો તો નર્યાં ઔપચારિક બન્યાં છે. સંખ્યાદૃષ્ટિએ મૂર્તિમોહનો જે અતિરેક થયો છે તેને અટકાવો.

બે સંસ્કાર-વ્યક્તિઓની
ષષ્ટિપૂર્તિ

સંસ્કારપ્રેમી ગુજરાતીઓને આનંદ થાય એવા બે સમારંભોની આ વર્ષે તૈયારી છે. શ્રી ક. મા. મુનશીનો હીરક મહોત્સવ અને કાકા કાલેલકરની ષષ્ટિપૂર્તિ. ગુજરાતી સાહિત્યની જ નહિ પણ સમગ્ર ગુર્જર સંસ્કારિતની ઊજળી સેવા કરનાર આ બેઉ વ્યક્તિઓને સાઠ વર્ષ પૂરાં થાય છે. કાકા સાહેબનો સમારંભ અમદાવાદની ગુ. સા. સભાએ અન્ય સંસ્થાઓના સહકારથી યોજ્યો છે અને મુનશીજીના મહોત્સવ માટે શ્રી દેના બેંકવાળા પ્રાણલાલભાઈના પ્રમુખપદે સમિતિ રચાઈ રહી છે. આવા અવસરે અભિનંદન ગ્રંથો યોજાય તે રૂડું શ્રેય છે. આ ગ્રંથો અભ્યાસીઓને કામના થાય તેવી સૌની ઉમેદ હોય. માનપાત્ર વ્યક્તિની પ્રશસ્તિના કરતાં તેમણે આપેલા ફાળાનું અનેક દૃષ્ટિએ મૂલ્યાંકન, ગુણદોષનું તુલનાત્મક મૂલ્યાંકનજ પ્રજાને ઉપકારક બને. મુનશીજી તરફથી ગુજરાતને સાંપડેલા બહુવિધ ફાળાઓમાં ભારતીય વિદ્યાભવન અત્યારે અગ્રપદ ભોગવે છે. આ અવસરે નિમિત્તે એ સંસ્થાનો સ્વરૂપવિસ્તાર બને, તો ઉત્સવનું સાર્થક્ય થશે.

દક્ષિણના સાહિત્યને
સીધું પિછાનીએ

તામિલનાડના વિરલ કવિ સુબ્રહ્મણ્ય ભારતીની પ્રશસ્તિ વારંવાર થાય છે અને એમની પુણ્યતિથિ ઉજવાય ઉપરાંત એમનાં સ્મારકો પણ થઈ રહેલ છે. એના સંબંધમાં શ્રી વિજયરાય વૈદ્ય ગુજરાતી સાપ્તાહિકની 'સંસ્કાર-મુકુર' નામે કંડિકાઓમાં વ્યાજબી લખે છે, કે—

'એ માનવતાપ્રેમી અને સાથે નિર્બંધ રાષ્ટ્રવાદી ભારતીય કવિ વિશે આપણે જ થોડું આ દિવસોમાં જાણી શક્યા છીએ તે ભિન્ન (!) ભારતીય (અભારતીય) ભાષા અંગ્રેજી દ્વારા જ. આપણી બહુ ચવાતી રાષ્ટ્રીયતા રાજકીય સિવાયના પ્રદેશોમાં પણ ઝળકવી જોઈએ. ગુજરાતી લેખકોમાંથી થોડા જો સામાન્ય કક્ષાનો ને સક્રિય થોડોક અભ્યાસ મરાઠી, હિંદી ને બંગાળીનો કરતા હોય છે તો બીજા કેટલાકે હવે દક્ષિણ ભારતના ભાષાઓને જાણતા પિછાનતા થઈ તેમાંનું સારું સાહિત્ય ગુજરાતી વાચકોને આપવું જોઈએ.'

દક્ષિણ ભારતની ભાષાસાહિત્યસમૃદ્ધિ સાથે સંપર્ક સાધવાની આ સૂચના મોકાસરની છે.

કલાસાહિત્ય
અને રાજ્યાશ્રય

એક વિવાદાસ્પદ મુદ્દાને પણ શ્રી વિજયરાયે આ જ ઠેકાણે ઉઠાવ્યો છે.

'કલાકારોએ (તેથી, સાહિત્યકારોએ પણ) રાજ રાણાઓ પાસેથી આશ્રય તથા ઉત્તેજન માટે હવે લેવું જોઈએ નહિ પણ ફક્ત માગી લેવું', એવું સ્વ. કવિ ભારતીનું મંતવ્ય ઉક્ત (પી ઈ. એન) પત્રિકામાં છપાયું છે. આ વિચાર નવો નથી પણ તપાસવા જેવો છે જ. અમુક સમકાલીન ગુજરાતી લેખકોએ જો રાજ્યાશ્રયને અભિમાનપૂર્વક ઉવેખ્યો હોત તો સયાજી સાહિત્યમાળામાં અને ભાવનગર રાજ્યની પ્રયોત્તેજક સમિતિની સહાયથી આપણે પામ્યા છીએ તેવાં (કેટલાંક સાધારણ તો બીજાં કેટલાંક ખરેખર સારાં) પુસ્તકો ખોઈ બેઠા ન હોત?'

ખોઈ બેઠાં હોત એમ તો ન કહેવાય, સત્ત્વશીલ કૃતિઓને પ્રકટ થવાનો અત્યારે ગુજરાતમાં ઠીક ઠીક અવકાશ સાંપડી રહે છે; છતાં ભાઈ વિ.નો મુદ્દો સાચો છે કે બધો જ રાજ્યાશ્રય વિના વિવેકે ખરાબ ન કહી શકાય. રાજ્યાશ્રયનો ભય તો ત્યાં રહે છે કે જ્યાં એવા રાજ્યાશ્રયના અહેસાનભાર તળે દબાયેલા કલાકારને કે લેખકને માથે મજબૂર રાજ્યનાં અનિષ્ટો ઢાંકવાની સીધી આડકતરી ફરજ ઊભી થતી હોય, અગર તો જ્યાં એવું રાજ્ય પોતાના તંત્રના જુલમારો પર આ કલાસાહિત્યો-સેવકની ઝરિયાની ચાદર પાથરવાની વૃત્તિ સેવતું હોય. બાકી વડોદરા કે ભાવનગરની માફક આવી ઉત્તેજક યોજનાઓ સ્વતંત્ર સમિતિઓને સુપરદ થયેલ હોય, ત્યાં રાજ્યાશ્રયને તિરસ્કારવાની જરૂર નથી સો તો પછી એ ન્યાયે રાજ્યોની કેળવણી પણ ન લેવી જોઈએ. વળી કલાસાહિત્યમાં સાચો (Genuine/

રસ ન હોય તેવાં રાજ્યો પણ સમગ્ર તંત્રના એક અંગ લેખે સાહિત્યોત્તેજક યોજનાને વસાવતાં હોય તોયે એમાં શું ખોટું છે? તો એવી યોજનાના લાભનો સ્વીકાર એ કંઇ પાપ નથી. એમ જો હોત તો તો રાજાઓની પાસે જઇ ખાદીના તાકા ખપાવવા અને દીવાનો પાસે જઈ મહાદેવ ફાળા ભરાવવા એ જરા વધુ મોટું પાપ ઠરે.

પણ ભાઇ વિજયરાયને તો રાજ્યાશ્રયથી ઊલટા એવા પ્રજાશ્રય વિશે પણ સ્વતંત્રપણે થોડું કહેવાનું છે—

'પ્રજાશ્રય નિર્ભેળપણે હિતાવહ હોતો નથી ગયા અઢી-ત્રણ દાયકાઓનો ઇતિહાસ સ્પષ્ટપણે પુરવાર કરે છે કે 'જનતા'ની મહેરબાની મેળવવા એ રીતે મોટાઇ તેમ જ પૈસા કમાવા એટલું તો હીન કોટિનું 'સર્જન' થયા કર્યું છે કે એનું વિસર્જન હવે શી રીતે કરવું એની ચિંતા પ્રજાની નીતિમત્તા, રસવૃત્તિ અને સાહિત્યાદર્શ માટે એવના રાખનાર સર્વને થાય'

## ગુજરાતીઓની કલાવિમુખતા અને મુંબઇ રેડીઓ

'મુંબઇની આકાશવાણી' એ શિર્ષક તળે 'જીવન' માસિકના સપ્ટેંબર–અંકમાં શ્રી U M. M. એક સખ્ત ફરિયાદ નોંધે છે. મુંબઇ રેડિયો પર પિરસાતા કાર્યક્રમો પર ગુજરાતીઓ પોતાને લાગે છે તેવી કડવી ટીકાના કાગળો લખતા નથી. ત્યારે મુસ્લિમો અને દક્ષિણીઓ પોતાની ભાષાના કાર્યક્રમો બદલ હાજરી લઈ નાખે છે: બીજા પ્રાંતવાળાઓ જ્યારે પોતપોતાની ભાષાનાં ગીતોની રેકર્ડ પસંદ કરે છે, ત્યારે ગુજરાતીઓને કેવળ ફિલ્મી રેકર્ડનું જ ઘેલું લાગ્યું છે અને રેડીઓ પર પણ ફિલ્મી ગીતોની રકાબીઓ વધુ વાગે એવું ઇચ્છે છે. એમની ટીકાનું તારણ આ છે કે—

'આપણા ગુજરાતીઓ છેલ્લા પચાસ વર્ષમાં સાહિત્ય સંગીત કળા બાબતમાં બેપરવા બની ગયા છે અને પ્રોત્સાહનને અભાવે ગુજરાતી કલા વગેરે નિર્માલ્ય બનતા જાય છે × × × એમ ને એમ કરતા ગુજરાતનું ગુજરાતીપણું ચાલ્યું, સંગીતમાં બંગાળીઓના ઢાળ આવ્યા, સાહિત્યમાં અંગ્રેજોનાં અનુકરણો ને બંગાળીઓના અનુવાદો આવ્યા, કળામાં એટલી પ્રગતિ કરી કે ગુજરાતના સાધારણ માણસને કારિંદું ચીતરતાં ય ન આવડે આ ઉપેક્ષા જો બે દાયકા જ ચાલશે તો ગુજરાતીઓ યહુદીઓની માફક નોટોના થોકડા ખિસ્સામાં ભરી કોઈ વિશિષ્ટ સંસ્કૃતિ વિનાના માનવીઓની પેઠે આમતેમ રઝળશે.'

શ્રી. U. M. M.ની એક વાત સાચી છે, કે મુંબઇ રેડીઓ સ્ટેશનેથી હિંદુસ્તાની, અંગ્રેજી, ગુજરાતી ને મરાઠી એવી ચાર ભાષાના કાર્યક્રમો શા માટે હોવા જોઈએ? કલકત્તાથી ગુજરાતી કાર્યક્રમ અપાય છે? લાહોર દિલ્હીથી અપાય છે? મરાઠી અને ગુજરાતી બે જ ભાષાને પૂરતો અવકાશ મુંબઈથી મળવો જોઈએ. અન્ય ભાષાઓના શોખીનો સારુ અન્ય સ્ટેશનો મોજુદ છે.

## નવી પેઢીમાં કુરસ પેદા કરનાર

વાત તો વિચારવા જેવી છે. પણ કલા, સાહિત્ય, સંગીત, એ બધા માણસની નિર્બંધ રસવૃત્તિને અધીન તત્વો છે. ગુજરાતની અભિરુચિ ગંભીર મૌલિક કલા પ્રત્યેથી વિમુખ બની બજારુ ચીજો તરફ વળી છે તેમાં જવાબદારી નવીન પેઢીને અપાતાં શિક્ષણની છે. અભિરુચિઓનું અમુક પ્રકારનું બજારુ ઘડતર લઇને તેઓ શાળાઓ કોલેજોમાંથી નીકળ્યા છે. શાળાઓ ગુજરાતમાં દુકાનો બની છે. તેઓ જેમ આકર્ષક રેસ્ટોરાં રાખે છે, તેમજ પરપ્રાંતીય કલાકારોને નભાવે છે એ કલાકારોની મદદથી જાહેર પ્રજા પાસે બાળકોના જલસા રજુ કરે છે ને એ દ્વારા પૈસા કમાય છે ગોટાળી અભિરુચિ લઈને બહાર આવતાં બાળકોને ફિલ્મી રંગરાગ તો ગળથૂથીમાં પાવા જેવો મામલો છે. ફિલ્મો કંઈ અટકે નહિ, શાળાઓની હાટડીઓ કંઈ સાચી કલોપાસનાની કક્ષામાં ઊતરે નહિ, ને ગુજરાતી લોકરુચિ કંઈ ઊંચે આવે નહિ

## ગુજરાતી શિક્ષિતો કેમ ટકતા નથી?

પરપ્રાંતીય અધ્યાપકોની આયાત સામે જે ઉકળાટ આ લેખમાં તેમજ જન્મભૂમિ–પ્રવાસીને પાને શ્રી ઉમેદભાઈ મણિયારે દર્શાવ્યો છે, તેનાં પર નોંધ લખતાં 'યુગાન્તર' સાપ્તાહિકના સાહિત્ય–કંડિકા લખનાર એક એવી ફરિયાદને અવાજ આપે છે, કે સારા ગુજરાતી શિક્ષકો મળતા નથી, જે મળે છે તે ટકતા નથી. અન્યત્ર જરાક સારી તક મળતા ચાલ્યા જાય છે. ઉપરાંત અત્યારે તો વેપારોદ્યોગના ક્ષેત્રમાં આવેલા ઝળકાટનું ખેંચાણ પણ શિક્ષિત ગુજરાતીઓ માટે વધ્યું છે. અન્ય પ્રાંતોના શિક્ષિતોના કરતાં ગુજરાતી ભણેલાઓનું વ્યવહાર–ધોરણ ચડિયાતું હોઈને તેઓ ટૂંકા દરમાયામાં મુફલીસ શિક્ષણ–ક્ષેત્રે ટકે નહિ એ સ્વાભાવિક છે. કલોપાસના કે વિદ્યોપાસનાને વરેલા સાચા રંગાયેલા ગુજરાતીઓની અછત છે.

### સમન્વયની દૃષ્ટિ
### રાખવી ઘટે છે.

પરપ્રાંતીય તત્ત્વોના આક્રમણ પ્રત્યેનો અણગમો અને તળ ગુજરાતી તત્ત્વોની અછત, એ બેની વચ્ચે ગુજરાત અકળાતું રહ્યું છે. પરપ્રાંતીય સંસ્કાર પ્રત્યે મોરચા માંડવાના હોય નહિ. આપણે તો માગીએ છીએ સમન્વય. ગુજરાતી અસ્મિતાને ઉદાર રંગે રંગનારો સુમેળ પરપ્રાંતીય તત્ત્વોની સાથે સંધાવો ઘટે છે.

### આયુર્વેદ પદ્ધતિ
### શું અવૈજ્ઞાનિક છે?

'હિંદમાં પ્રજાનું આરોગ્ય' એ વિષય પર લંડનના વજનદાર સરકાર-વાજિંત્ર પત્ર ટાઇમ્સે નીચે પ્રમાણે લખ્યું છે—

'અત્યારે હિંદમા ત્રણ લાખ ડૉક્ટરોની એટલે કે હાલના કરતાં સાત ગણી મોટી સંખ્યાની જરૂર છે

'આજે સાત હજાર નર્સ છે તેને બદલે સાત લાખની જરૂર છે

'આજે પાંચ હજાર મિડવાઈફ છે તેને બદલે સીતેર હજારની જરૂર છે.

'આટલી અપૂર્ણતાને પરિણામે પાશ્ચાત્ય વિજ્ઞાન હિંદના રોગ-આરોગ્યના પ્રશ્નની કોરને પણ સ્પર્શી શક્યું નથી

'ઘણાંખરાં લોકો હજી પણ દેશી આયુર્વેદ પદ્ધતિનું અવલંબન લઇ રહેલ છે આ પદ્ધતિએ રાષ્ટ્રીય આરોગ્યના સુધારામા કશો જ ફાળો આપ્યો નથી. તે છતા એ પદ્ધતિ કેટલીક પ્રાંતીય સરકારો તરફથી આશ્રય અને અધિકારો મેળવવાનો દાવો કરે છે ને મેળવી પણ રહી છે. અને આ તો વૈજ્ઞાનિક ઔષધોપચારને ભોગે થઇ રહ્યું છે વૈજ્ઞાનિક તબીબીને મળતું રાખણ બિલકુલ કમતી છે.'

### હિંદનું નિજનું
### તે બધું જ ખરાબ!

ઉપલી ટીકાનો અર્થ સ્પષ્ટ છે, કે દેશી આયુર્વેદ પદ્ધતિ અવૈજ્ઞાનિક છે, રોગો મટાડતી નથી, ને તે નાહકની ફાવી જાય છે! આવી બેજવાબદાર ટીકા સ્વાભાવિક છે. હિંદી પ્રજાનું જે કંઇ નિજનું છે, તે તમામને આ પરદેશી પાશ્ચાત્ય સરકારનાં મુખપત્રો નબાવટ ગણાવે છે. કેળવણી, ધર્મ, કલા, સાહિત્ય, ખાનપાન, મકાનબાંધણી, ખેતી, શું ખરાબ નથી! આયુર્વેદ પદ્ધતિને અવૈજ્ઞાનિક કહેનારાઓ એ વિદ્યા વિશે કેટલુંક જાણે છે? શસ્ત્રોપચારમાં ગમે તેટલી પ્રગતિ કરી ગયેલ છતાં પાશ્ચાત્ય તબીબી પદ્ધતિએ આયુર્વેદમાંથી ઘણું ઉછીનું લીધું છે. યુરોપી તબીબોનો ગામડે ગામડે ફેલાવો થાય તે આપણે માટે નર્યું નિર્મળ કલ્યાણ તો નથી જ. એના અવગુણો અનેક છે. અને એ જેટલા પ્રમાણમાં આપણને સાંપડે છે તેટલા પ્રમાણમાં પણ કેટલોક લાભ અને ઘણો બધો ગેરલાભ પણ અપાવ્યો છે. આયુર્વેદ પદ્ધતિ બિચારી છિ. અમલમાં બિલકુલ ઉપેક્ષાને પામી લેભાગુઓને હાથ પડી ગઈ છે. રાષ્ટ્રીય સ્વાતંત્ર્યના તેજ નીચે એને એની વૈજ્ઞાનિકતા સ્થાપવાનો તેમજ વિકસાવવાનો અવકાશ મળ્યો હોત. એની દશા અત્યારે નખણિયાતી છે તેટલા સારુ થઇને જ એને પીટી શકાય છે. બાકી શસ્ત્રોપચારનો પાશ્ચાત્ય ફાળો શિર પર ચડાવી લીધા પછી હિંદી પ્રજાએ તો પોતાની ભૂમિગત, તેમજ હજારો વર્ષોના ચિંતન શોધન અને વિશ્વાસનો વારસો ધરાવતી આયુર્વેદ પદ્ધતિનો જ આશ્રય લેવાનો છે. આપણું આયુર્ધન ગુમાવવા આપણે તૈયાર નથી. એ પદ્ધતિના હાર્દમાં જ કેટલાંક શુભ તત્ત્વો પડ્યાં છે. એ સાદી છે, સસ્તી છે, સ્વાવલંબી છે. એમાં સ્વાર્થત્યાગનો અવકાશ છે. દેશી વૈદના અસલી આદર્શને આપણે પુનઃ અપનાવવો જ પડશે અને એને એકવાર વૈજ્ઞાનિક ભૂમિકા પર મૂકી દેવાથી એમાં પેસી ગયેલું પુષ્કળ લેભાગુપણું આપોઆપ વિલુપ્ત થશે.

### જાતને માટે
### માન કેળવો

ઊર્મિના ગતાંકમાં આવેલી 'શાહીકા ખમીસ'વાળી વાર્તા વાંચીને એક રીઢા લોકસેવક લખે છે કે—

'વાંચીને મને મારો બહુ જૂનો અનુભવ યાદ આવ્યો. યુવાન હતો ત્યારે ઉત્તર હિંદુસ્તાનની રેલ્વેની તમે વર્ણવી છે તેવી કાયરતા ઉપર તિરસ્કાર છૂટવાથી લગભગ અઢાર મહિના સુધી મેં એવો જ ધંધો કરેલો કે જેમાં ગોરા અગર કાળા લશ્કરીઓ, રોહિલાઓ કે પઠાણો વગેરે જબર જિગર મુસાફરી કરતા હોય તેમા જ જઈને બેસવું અને માર, ગાળો, ધમકી, અપમાન વગેરે સહેવા પણ ખસવું નહિ અને એ રીતિ હળી ગઇ ત્યાં તો ત્રીજાથી વધુ વર્ષો અગાઉની વાત થઇ. જંક્શનો ઉપર ગાડીઓ બદલાય, એવા લશ્કરીઓવાળા ડબા ન હોય તો અકેક બબ્બે દિવસ એવાં જંક્શનો પર પડ્યો રહું, પણ એવા ડબાઓ હોય તેજ ગાડીઓ શોધીને બેસું. એમ કરીને પોતાની જાત માટે માન કેળવતાં શીખ્યો.'

ઊર્મિમાં આવતાં બીજાં લખાણો વિશે પણ વાચકોનાં મંતવ્યો નોતરીએ છીએ.

# नारीजीवन अने श्रीकृष्ण

काका कालेलकर

સ્ત્રી અને પુરુષ મળીને કુટુંબ થાય છે. સ્ત્રી અને પુરુષ મળીને સામાજિક જીવનની શરૂઆત થાય છે. સ્ત્રી અને પુરુષ અનેક રીતે ભિન્ન હોવા છતાં એમનું સહજીવન અભેદ્ય છે.

-માનવી જીવનનો—તમામ માનવી જીવનનો-આધાર સ્ત્રી-પુરુષ સંબંધની સુંદરતા ઉપર નિર્ભર છે.

કોણ કહી શકે કે દુનિયાની અત્યાર સુધી ખીલેલી દસ વીસ પ્રધાન સંસ્કૃતિઓમાંથી એક પણ સંસ્કૃતિએ એ સ્ત્રી-પુરુષ સંબંધની સુંદરતા ખીલવવામાં અથવા જાળવવામાં સફળતા મેળવી છે. આજે તો સ્ત્રી-પુરુષ સંબંધ એટલે એ બે જાતિ વચ્ચેનું લૈંગિક આકર્ષણ અને એમાંથી ઉત્પન્ન થતા સવાલોની ચર્ચા કે વ્યવસ્થા એટલું જ મનાય છે. પણ એ બહુ સંકુચિત અર્થ થયો. પુરુષોનું જીવન, એની આકાંક્ષાઓ અને એનો પુરુષાર્થ અનંતવિધ હોય છે. સ્ત્રીઓનું જીવન પણ એથી ઓછું સમૃદ્ધ નથી હોતું. પુરુષના જીવન કરતા વખતે એ વધારે ઊંડું, વધારે વિવિધ અને વધારે ઉત્કટ હશે.

હવે આ બે પ્રકારની જીવનસમૃદ્ધિ પાસે પાસે આવે ત્યારે ફક્ત લૈંગિક આકર્ષણને કારણે જ એ આવે છે એમ માનવું એ તો સમજણશક્તિનું છીછરાપણું જ છે.

જે જે લોકોએ માનવી જીવનની જટિલતા અને એની સમૃદ્ધિ, બંનેનું યથાર્થ દર્શન કર્યું છે, તેઓ બધા સ્વીકારે છે કે સ્ત્રી પુરુષ સંબંધનો માણસજાતે ઊંડો વિચાર કર્યો જ નથી. સ્ત્રી હૃદયનું ઊંડાણ અને પુરુષનાં પરાક્રમની ઉત્તુંગતા એ બેનો મેળ માણસજાત હજી સાધી શકી નથી. અને તેથી જ માનવી જીવન હજી સુધી એક શોકાંતિકા જ નીવડ્યું છે. રવીન્દ્રનાથ જેવા જીવનદ્રષ્ટાને પણ અંતે કહેવું પડ્યું છે કે લગ્ન સંબંધ એક સંસ્થા તરીકે હજી સફળ થયો નથી. સ્ત્રી-પુરુષ સમસ્યાનો સમાજે હજી પૂરો ઉકેલ આણ્યો નથી.

સામાજિક વ્યવસ્થાનું વિધાન કરી આપનાર દીર્ઘદર્શી સ્મૃતિકારોએ, સમાજ અને સ્થાપકોએ અને આજના કાયદા ઘડનારાઓએ સ્ત્રીપુરુષના સહજીવન માટે જે અમુક વ્યવસ્થાઓ આજ સુધી સૂચવી છે તે તો આદર સાથે કબૂલ કરીએ. પણ સ્વતંત્રપણે જે લોકોએ સ્ત્રીપુરુષ સંબંધની ચર્ચા ઓછામાં ઓછા પાંચ હજાર વરસથી દેશદેશાંતરમાં ચલાવી છે, તેઓ એટલે કે કવિઓ, પુરાણકારો અને નવલકથાના લેખકો અખંડ ચર્ચા કર્યા ઉપરાંત કશો નિર્ણય કરી શક્યા નથી. એ કેટલી નિરાશા ઉપજાવનારી બીના છે એ તરફ પણ કોઈનું લક્ષ ગયું નથી. અને હવે તો જાણે ચર્ચા કર્યા જ કરવી, એની અંદર જ કૃતાર્થતા છે, એમ એ આખી ન્યાત અને એના અનુયાયીઓ માનતા થયા છે. સનાતની સમાજ વ્યવસ્થાપકો અકળાઈને કહે છે કે ચર્ચા છેડો જ મા, એ ચર્ચા જ તમામ વિટંબણાઓનું મૂળ છે. એની સામે કવિઓ અને નવલિકો જોર જોરથી કહે છે કે ચર્ચા કરવાનો અમારો જીવનસિદ્ધ અધિકાર છે. અધિકાર છે એ વિષે શંકા નથી. શંકા એટલી જ છે કે એ અધિકાર જીવનસિદ્ધ છે કે મરણસિદ્ધ ? કોઈ માંદા માણસ આગળ દેશદેશાંતરના વૈદ્યો ભેગા થાય અને અવ્યવસ્થિતપણે એના મંદવાડની મીમાંસા કર્યા જ કરે અને દવા તો કશી આપે કે સૂચવે નહિ, ત્યારે એ મરીજની જે હાલત થાય તે જ હાલત મનુષ્યસમાજની આ સવાલ પરત્વે થઈ છે.

દેશદેશાંતરના કવિઓએ સ્ત્રીપુરુષ સંબંધમાંથી ફલિત થતી જાતજાતની નિષ્ઠાઓ અને એમની સુવાસ વર્ણવી નથી એમ નથી. સ્ત્રી-પુરુષ સંબંધમાંથી ઉત્પન્ન થતી જીવનવીરતાના મહાત્મ્યો, કવિઓએ ગાયા નથી એમ નથી. સ્ત્રી-પુરુષ સંબંધની સુભગતા અને સુંદરતા ખીલવીને કેટલાક લોકોએ આ પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતારી બતાવ્યું છે એની યે ના નથી. સ્ત્રી-પુરુષ સંબંધની નિષ્ઠાએ મનુષ્ય જીવનને પામરતામાંથી ઉગારી, ધવલગિરિના શિખર ઉપર પ્રસ્થાપિત કર્યું છે. એ વસ્તુનો સ્વીકાર કર્યા પછી પણ દુઃખ સાથે કહેવું પડે છે કે વ્યાપક સમાજની દૃષ્ટિએ વિચાર કરતાં સ્ત્રી-પુરુષ સંબંધનો પ્રશ્ન હજી અણઉકેલ્યો જ રહ્યો છે.

આવા મૂલગામી સવાલનો ઉકેલ આણવાનું કામ કોઈ શબ્દસ્વામી કે કલ્પનાવિહારીનું નથી. એ તો કોઈ ત્રિકાળદર્શી જીવનઉપાસક પુરુષનું જ કામ છે. એવો એક પ્રયોગવીર આપણે ત્યાં થઈ ગયો. જેની જયન્તિ આબાલ વૃદ્ધ, સ્ત્રી-પુરુષો સૌ કોઈ સેંકડો વર્ષોથી ઉજવતા આવ્યા છે.

શ્રીકૃષ્ણ આગળ અટપટા એવા કયા પ્રશ્નો નહોતા ? જનતાને ત્રાહી પોકરાવનાર પાપી સમ્રાટોના સામ્રાજ્યનો નાશ એમને કરવો હતો. તત્ત્વજ્ઞાનનાં ભિન્ન ભિન્ન દર્શનોના ઝગડાઓ ભગડવા હતા. ઋષિઓએ ખીલવેલી તમામ જીવનદૃષ્ટિઓની એકાંગિતા દૂર કરવી હતી. બાહુબળ, બુદ્ધિબળ, ધનબળ અને સંઘબળને ઉતારી પાડી હૃદયબળની પ્રતિષ્ઠા વધારવી હતી. માનવી સંસ્કૃતિનો આખો પાયો કેવળ તાત્ત્વિક ચર્ચાથી નહિ પણ પ્રત્યક્ષ વ્યવહારિક કાર્યો દ્વારા બદલવો હતો. ભારતીય સંસ્કૃતિના એકેએક અંગઉપાંગની નવેસર રચના કરવી હતી. આવાં આવાં મહાન કાર્યો જેણે પોતાને માથે લીધાં તેણે સ્ત્રી-પુરુષ સંબંધ ન છેડવો, એ ક્ષેત્રમાં નવા નવા અખતરાઓ ન કરવા, સમાજનેતા અને ધર્મકાર તરીકેની પોતાની પ્રતિષ્ઠા જોખમમાં ન નાખવી એમાં જ ડાહપણ હતું. પણ મનુષ્યજાતિના સદ્ભાગ્યે શ્રીકૃષ્ણ જેવા પ્રયોગવીર પાસે એ એક જ ડાહપણનો અભાવ હોય છે. નાનપણમાં માતપિતાને બંદીખાનામાંથી છોડાવવાનું અઘરું કાર્ય નજર આગળ હોવા છતાં જેણે ગાયોનો સવાલ પોતાનો કર્યો અને ગોપાલનું નામ મેળવી લીધું એણે જ તમામ દુનિયાની અને અગણિત પેઢીઓની ટીકા વહોરી લઈને પણ સ્ત્રી-પુરુષ સંબંધનો સવાલ પોતાનો કર્યો અને ગોપીજનવલ્લભનું નામ મેળવ્યું.

એવા એ શ્રીકૃષ્ણના જીવનમાં કઈ કઈ જાતની સ્ત્રીઓ આવી, અને શ્રીકૃષ્ણે એમના જીવનની કદર કઈ કઈ રીતે કરી એનું આજને દિવસે આપણે ચિંતન કરીએ.

શ્રીકૃષ્ણનું દૈવ પણ કેવું વિચિત્ર કે એના જન્મ પહેલાં જ એને કારણે એની એક બહેન મરાઈ. "કોઈ પણ જાતની ભૂલ ન જ થવા દેવાય બંદોબસ્ત કરવો હોય તો તે અણીશુદ્ધ કરવો જોઈએ" એ સમ્રાટના વ્યાકરણને અનુસરીને સમ્રાટ કંસે વસુદેવનાં તમામ બાળકોને મારી નાખવાનું નક્કી કર્યું. એમાં એની હડફેટમાં એ કન્યા આવી. સ્ત્રીઘાત કરાય નહિ એ આર્ય નિયમને કોરે મૂકી કંસે એ નિર્દોષ બાળાનું ખૂન કર્યું. પણ એ ખૂન સાથે જ કંસને અનુભવ થયો કે અબળા બાળા પણ વિદ્યુતની શક્તિ ધરાવે છે. એ કન્યાએ મરતાં મરતાં કંસના હૈયામાં વહેમ અને બીકનો વજ્રઘાત કર્યો અને એ સ્વર્ગમાં ગઈ.

શ્રીકૃષ્ણ જન્મની આગાહી ભલે નારદે કરી હોય પણ શ્રીકૃષ્ણ જન્મની બીક તો કંસના હૃદયમાં એ બાળાએ જ વાવી દીધી. અને તે દિવસથી એ બાળાના વચન યાદ કરી કરીને કંસરાજા જળ, સ્થળ અને આકાશ પાષાણમાં કૃષ્ણને જોતો થયો.

આમ શ્રીકૃષ્ણ આગમનનું બીજું સૂચન એક બાળાએ જ કર્યું. અને કૃષ્ણાવતારનું રહસ્ય પણ એ બાળાએ જ કંસને સમજાવ્યું. અબળાને મારી નાખવું સહેલું છે પણ એનું ચૈતન્ય અમર જ હોય છે, એમ શ્રીકૃષ્ણની એ ભગિનીએ કંસને પુરવાર કરી આપ્યું.

શ્રીકૃષ્ણનો જન્મ થયો કારાગારમાં, બંદી માતપિતાને પેટે. એ માતાના દૂધનું એક ટીપું પણ શ્રીકૃષ્ણ પી ન શક્યા. છતાં એમને બંદીવાસમાંથી છોડાવવાની પોતાની જવાબદારી શ્રીકૃષ્ણે એટલે સુધી માની કે એ માતાના ઉદ્ધાર કર્યા પછી જ પોતાની કેળવણીનો વિચાર મનમાં આવવા દીધો.

'પ્રથમ કેળવણી, પછી માતાની સેવા' એ દુનિયાનું નક્કર ડહાપણ માતૃભક્ત શ્રીકૃષ્ણને સૂઝ્યું નહિ.

યશોદાના દૂધે શ્રીકૃષ્ણને દરેક જાતનો યશ આપ્યો એ કથા એટલી બધી પ્રગટ છે કે એનું વિશેષ ચિંતન કરાવવાનું રહેતું નથી. માતા સાથેનો બાળકનો પહેલો સંબંધ બડબોરનો હોય છે. બાળક જો જાતજાતનાં તોફાનથી માતાને હેરાન ન કરે તો માતાની વત્સલતા અણખેડાએલી જ રહી જાય. માતા સાથે ચતુરાઈના દાવ ખેલી ખેલીને શ્રીકૃષ્ણે દામોદરનો ઈલકાબ મેળવ્યો.*

જગતગુરુનું મિશન લઈને આવેલા બાળકને તોફાન ઉપરાંત પણ માતાની વિશેષ સેવા કરવાની રહે છે. એવી સેવા એણે ગીતાગાન પહેલાં જ ફક્ત મોઢું ઉઘાડીને કરી. પોતાના વહાલસોયા દીકરાના મોઢામાં વિશ્વરૂપનું દર્શન કરનાર માતાનું આશ્ચર્ય વાણીથી વ્યક્ત ન જ થાય એમ સમજીને ગીતાનો અગિયારમો અધ્યાય લખનાર વ્યાસે ત્યાં મૌન ધારણ કર્યું છે. પોતાની માતાના જ ગુરુ થનાર બીજો અવતારી પુરુષ દુનિયામાં થયો છે? કપિલદેવને અવતારી પુરુષ ગણીએ તો વાત જુદી.

સ્ત્રીજાતિ વિશ્વજનની છે માટે જ એ નિઃસંશય પૂજ્યપાત્ર છે. પણ સ્ત્રી કોઈ જન્મે દેવી નથી.

---

* દામ એટલે દોરી અને ઉદર એટલે પેટ. શ્રીકૃષ્ણના તોફાનોથી અકળાએલી યશોદા એને કોઈ વાર પેટે (કેડે) દોરી બાંધી ખાંડણિયા સાથે બાંધી રાખતી. તે પરથી કૃષ્ણનું નામ દામોદર પડ્યું. એમાં પણ માતા ન ફાવી અને દીકરાએ આંગણાનાં બે ઝાડ તોડી પાડ્યાં એ વાત ભાગવતના વાચકો ઉત્તમ રીતે જાણે છે.

હોતી. એનામાં આસુરીવૃત્તિ પણ પ્રગટ થઈ શકે છે અને પછી પોતાની જ વિકૃત મનોવૃત્તિને કારણે અથવા કોઈના કહેવાથી એ પૂતના પણ થઈ શકે છે.

અવતારી પુરુષને ક્ષણે ક્ષણે ઝેર પીવું જ પડે છે. સોક્રેટીસ જેવો જીવનને અંતે એ પાવે. મહાદેવ જેવો કલ્પાંતના પ્રસંગે પીવે. શ્રીકૃષ્ણે જીવનના પ્રારંભમાં જ એ પીધું અને પચાવ્યું *

સ્ત્રી પણ ઝેર પાઈ શકે છે એ વસ્તુસ્થિતિ શ્રીકૃષ્ણના જીવનમાં જાહેર થઈ એ બધી રીતે યથાયોગ્ય જ થયું. પ્રહ્લાદની પેઠે શ્રીકૃષ્ણે પણ પૂરવાર કરી આપ્યું કે સમજણપૂર્વક પીધેલું ઝેર અમૃતરૂપ થાય છે.

જેમ પૂતનાએ શ્રીકૃષ્ણને ઝેર પાયું તેમ એને અમૃત પાનાર નીવડી એની સખી રાધા. પ્રેમધારા, જે ઘણીવાર નીચે વહે છે તેને ઊર્ધ્વગામી કરનાર તરીકે એ ધારાને રાધાનું નામ મળ્યું.

રાધા એ શ્રીકૃષ્ણની બાલસખી, પ્રેમના ક્ષેત્રમાં એની દીક્ષાગુરુ અને અધ્યાત્મની દૃષ્ટિએ એ એની જ ચિચ્છક્તિ છે. ત્રણે દૃષ્ટિએ શ્રીકૃષ્ણના જીવનમાં એનું સ્થાન અનેરું છે જેમ રામ સાથે સીતાનું નામ અવિભાજ્ય છે તેમજ કૃષ્ણ સાથે રાધાનું નામ અવિભાજ્ય થઈ ગયું.

અને ત્યાં જ અંધશ્રદ્ધ કવિઓએ ખતા ખાધી એમણે માની લીધું કે 'રાધાનો શ્રીકૃષ્ણ સાથેનો સંબંધ માનવી દૃષ્ટિએ તો અવિનય જ કહેવાય પણ શ્રીકૃષ્ણ પ્રત્યક્ષ પરમાત્મા. એને તો કશું પાપ ચોંટે જ નહિ. કાયદો ચાલુ કરનાર રાજાને હાથે જેમ ગુનો થઈ ન શકે તેમ પરમાત્માને હાથે જે કાંઈ થાય તે જ ઉત્તમ આચાર, એને અનાચાર કહેવાય જ નહિ. એ ન્યાયે જ એ સંબંધ શુદ્ધ હતો અથવા સ્પૃહણીય હતો એમ માનવું પડે છે."

ખરું જોતાં રાધા અને કૃષ્ણનો સંબંધ તો પત્ની, માતા, પુત્રી, ભગિની, સખી ઇત્યાદી તમામ સંબંધોનો નિચોડ કાઢી, એમાંથી તૈયાર કરેલા પ્રેમના સંજીવની રસાયણનો નમૂનો હતો.

દરેક જાતના સંબંધોનું વિશુદ્ધિકરણ એટલે કે દૈવી-

* ત્યાર પછી એ નામે મીરાંની એક શિષ્યાએ પણ એનું જ અનુકરણ કર્યું; ઓછામાં ઓછું કાર્ય કર્યું અને પોતાના ગીતો દ્વારા તે અમર થઈ.

કરણ થયા બાદ એ બધાસંબંધોમાં પોતપોતાની વિશિષ્ટ ખુમારી કાયમ રહ્યા છતાં એમાં તાત્ત્વિકભેદ રહેતો નથી. એવા સંબંધને બહુ બહુ તો અભેદ ભક્તિનો સંબંધ કહેવાય પણ એ શબ્દ પણ અહીં અધૂરો જ લાગે છે. ભક્તિમાં જે ઉપાસ્ય-ઉપાસક ભાવ રહે છે તે રહ્યા છતાં કોણ ઉપાસ્ય અને કોણ ઉપાસક એ કહેવું મુશ્કેલ થઈ જાય છે. તેના જેવો એ સંબંધ હોય છે.

એ સંબંધને જો કોઈએ ન્યાય આપ્યો હોય તો તે મહારાષ્ટ્ર કવિ શ્રીજ્ઞાનેશ્વરે પોતાના અમૃતાનુભવના પ્રારંભના પ્રકરણમાં આપેલ છે.

રાધા સ્ત્રીજાતિની પરમ ઉન્નત સ્થિતિની પ્રતિનિધિ છે. રાધા એ શ્રીકૃષ્ણની સર્વોચ્ચ કૃતિ છે.

એજ રાધાની કાચી-પાકી વિભૂતિઓ તે વ્રજની ગોપીઓ છે. એ ગોપીઓમાં રાધા ઓછીવત્તી પ્રતિબિંબિત થએલી આપણે જોઈ શકીએ છીએ.

રાધા એ કોઈ અદ્વિતીય વ્યક્તિ નથી પણ તમામ સ્ત્રીજાતિની દરેક વ્યક્તિએ પોતાની આગળ અંતિમ અનુકરણ માટે રાખવાનો આદર્શ છે એમ બતાવવા માટે જ કવિએ રાધાની આસપાસ અનેક ગોપીઓની સૃષ્ટિ કરેલી છે

જીવનશુદ્ધિ અને પ્રેમની જીવનસમૃદ્ધિ એનું પ્રતીક તે શ્રીકૃષ્ણની રાસલીલા છે. પોતાના પ્રસંગમાં આવેલી સ્ત્રીઓને 'આ તો કેવળ સ્ત્રી છે' એમ એમની અવગણના કર્યા વિના એમની પ્રેમશક્તિની મૂડીને આધારે દરેકને ઉપરને ઉપર ચઢાવવાનો શ્રીકૃષ્ણે સહજ પ્રયત્ન કર્યો. શ્રીકૃષ્ણના અવતાર કાર્યનું એ એક મહત્ત્વનું અંગ છે.

શ્રીકૃષ્ણને સિદ્ધાન્ન ખવડાવનાર ઋષિપત્નીઓ, અને સંભ્રમ સાથે શ્રીકૃષ્ણની મહેમાનગીરી કરનાર વિદુર પત્ની એ પણ બધી શ્રીકૃષ્ણનું સ્ત્રીજાતિ પ્રત્યેનું અવતાર-કૃત્ય સમજનારી બહેનો જ હતી.

સંયમોને કારણે સ્ત્રી-પુરુષોમાં જે વિકાર પેદા થાય છે. આખા શરીરમાં જે કામુકતા પ્રસરે છે તેના ઉપર પ્રેમનો વિજય મેળવી જીવનને શુદ્ધ અને સમૃદ્ધ કરનાર શ્રીકૃષ્ણની દીક્ષાને કૃતાર્થ કરનાર એ બહેનો હતી.

દેવકી અને યશોદા પછી મુખ્ય જેવી બે ત્રણ સ્ત્રીઓ શ્રીકૃષ્ણના પ્રસંગમાં આવી હોય તો તે કુંતી અને ગાંધારી છે ગાંધારીએ પોતાના દીકરાઓ પ્રત્યેના મોહને વશ થઈ કૃષ્ણને દારુણ શાપ આપ્યો પણ સ્થિતપ્રજ્ઞ

અને પક્ષપાત રહિત એવા ધર્મકૃત્ શ્રીકૃષ્ણને કોઈ પણ શાપ શાપરૂપે લાગે જ નહિ. તેણે તરત જોઈ લીધું કે ગાંધારીનો શાપ પણ પોતાના અવતારકૃત્યનો પોષક જ છે. એક ભક્તે કહ્યું છે. क्रोधोऽपि देवस्य वरेण तुल्यः ભગવાનનો ક્રોધ પણ તેના વર જેવો કલ્યાણકારી હોય છે. એ જ પ્રમાણે ભગવાનને મળેલો શાપ પણ એના અવતારકાર્યને સાધક જ થાય છે. ભગવાન કોઈ કાળે કર્મના તંત્રને અધીન રહેતા નથી. એ તો એ તંત્રના સ્વામી હોય છે.

કુંતી માતા તો યશોદાની પેઠે શ્રીકૃષ્ણને પોતાના દીકરા તરીકે માનતી હતી. જે યશ યશોદાએ શ્રીકૃષ્ણને આપ્યો તે જ યશ શ્રીકૃષ્ણે કુંતીને અર્પણ કર્યો અને એ દુ:ખિનીને હિંદુસ્તાનના સમ્રાટની માતાની પદવી આપી.

સત્યભામા અને રૂક્મિણી એ બન્ને બે જાતની પત્ની ઓની પ્રતિનિધિ છે અને બંનેની કદર તો શ્રીકૃષ્ણે જ કરી. સત્યભામા માનિની હતી. પોતાના પ્રેમની પોતે જ કદર કરવાની અહંકારી વૃત્તિ એનામા હતી. શ્રીકૃષ્ણે એનું યત્કિંચિત પણ અપમાન ન કરતા અનેક રીતે એની ખુશામત કરી એના અહંકારનું પોષણ કર્યું કેમકે એ જાણતા હતા 'સ્વાભિમાની અહંકારવૃત્તિમાથી વીર-વૃત્તિ ઉગાડી શકાય. એ સાધનામા અથવા એ શિક્ષણ-કાર્યમાં શ્રીકૃષ્ણ કેટલા સફળ થયા એ કામરૂપદેશ પર શ્રીકૃષ્ણ ચઢાઈ કરી ગયા તે વખતે પૂરવાર થયું. અસંખ્ય રાજકન્યાઓને પોતાના બંદીખાનામા પૂરી રાખનાર નરકાસુર સામે કટક લઈ જઈ એ રાજકન્યાઓને છોડાવી લાવનાર શ્રીકૃષ્ણે તે યુદ્ધનું સેનાપતિપદ સત્યભામાને જ આપેલ હતું.

કામરૂપદેશમાં સ્ત્રીરાજ્ય હતું. ત્યાં પોતે લડવા જાય એ કેટલું બેહૂદું છે તે સમજીને જ શ્રીકૃષ્ણે સત્યભામાને સેનાપતિપદે નિયુક્ત કરેલી હોવી જોઈએ.

પોતાની છોકરીઓને માતપિતા ગમે ત્યાં પરણાવી દે, કે છોકરીઓ પોતાની મેળે પોતાની પસંદગી કરી લે તે પ્રશ્નનો જવાબ શ્રીકૃષ્ણે પોતાના અને પોતાની બેનના વિવાહ પ્રસંગે પ્રત્યક્ષ આચરણ દ્વારા આપી દીધો.

સુભદ્રા તો એની સગી બહેન પણ સુભદ્રા કરતાં દ્રૌપદી એની વધારે માનીતી બહેન હતી. માનિની દ્રૌપદીની બેડી જેવા આંસુ લૂછી કહેવા માટે શ્રીકૃષ્ણે શું શું ન કર્યું ! શ્રીકૃષ્ણના હૃદયમાં રાધા પછી જો કોઈ ઊંચું સર્વોચ્ચ સ્થાન હોય તો તે દ્રૌપદીનું હતું. ગાર્હમાં માત્ર સંબંધ પતિપત્નીનો જ હોઈ શકે એમ માનનારા પ્રેમ-છીછરા લોકોએ જાણવું જોઈએ કે રાધા ને દ્રૌપદી બંને સાથેનો સંબંધ જ શ્રીકૃષ્ણને મન સર્વોચ્ચ સંબંધ હતો. દ્વૈત માનો તો દ્રૌપદીનું ધ્યાન કરો, અને અદ્વૈત માનો તો રાધાનું. શ્રીકૃષ્ણનો ચૂકાદો આ છે.

શ્રીકૃષ્ણનો ગૃહસ્થાશ્રમ દીપાવ્યો રૂક્મિણીએ પણ એમને દીકરી મળી ઉત્તરા. એને માટે પણ શ્રીકૃષ્ણે માનવી શક્તિ કરતાં વધારે શક્તિ પ્રગટ કરી. રાષ્ટ્રના ઉદ્ધાર માટે અને ધર્મની સંસ્થાપના માટે પણ જે અતિ માનુષીશક્તિ શ્રીકૃષ્ણે ન વાપરી તે ઉત્તરા જેવી પોતાની દીકરી માટે વાપરી !

સ્ત્રીજાતિ માટે શ્રીકૃષ્ણે શું શું કર્યું તેનું તારણ કાઢતી વખતે શ્રીકૃષ્ણની વૃત્તિનો પરમ ઉત્કર્ષ બતાવવા માટે છેલ્લો કુબ્જાનો દાખલો લેવો જોઈએ અહીં આપણે ભાગવતકારને પણ પ્રમાણ ગણી શકતા નથી. કુબ્જા ન્યાતે શૂદ્ર, પ્રતિષ્ઠામાં કેવળ દાસી. તેનું ચિત્ર ઉજ્વળ રીતે કોણ રંગે ! ભાગવતકારે એ ચિત્ર જેમ તેમ પતાવી દીધું છે.

કૃમી કીટ-પતંગ સુદ્ધાં તમામ વિશ્વનો ઉદ્ધાર કરવા નીકળેલા શ્રીકૃષ્ણને મન કુબ્જા કોઈ નગણ્ય પ્રાણી નહોતી. ખરુ છે કે એ શૂદ્રા હતી, દાસી હતી, એટલું જ નહિ પણ કુરૂપ, ત્રિવક્રા, કુબ્જા હતી એનો પ્રેમ પાર્થિવ હતો. કુબ્જા હોવાને કારણે કોઈ એનો સ્વીકાર કરે એમ નહોતું સ્ત્રીહૃદય અને સ્ત્રીશરીર અતૃપ્ત સ્થિતિમાં કેટલું ભૂખ્યું રહી શકે છે એની એ પ્રતિનિધિ હતી શ્રીકૃષ્ણે એને ઓળખી પોતાના સર્વગ્રાહી સર્વસ્વીકારકારી પ્રેમથી અપનાવી એની વક્રતા દૂર કરી. એનું પ્રેમભક્તિનું સૌંદર્ય ઓળખી એની કુરૂપતા દૂર કરી અને એના કેવળ પાર્થિવ પ્રેમને અપમાન ન કરતા એની ઊંચાઈ વધારી અને એને નિર્વિકારી પ્રેમનો સાક્ષાત્કાર કરાવ્યો

એ હતો પૂર્ણાવતારી શ્રીકૃષ્ણ જેણે—અર્ધી માનવ જાતિ-સ્ત્રીનું મહત્વ ઓળખ્યુ અને એના ઉદ્ધાર માટે પોતાની તમામ પ્રતિષ્ઠા, તમામ શક્તિ ખર્ચી અને સૈકાઓ સુધીની ગેરસમજ અને નિંદા વહોરી લીધી. યુગાવતારનું એમનું મહાન કાર્ય એમની સ્ત્રી-સેવામાં આવું ન આવ્યું.

શ્રીકૃષ્ણને પૂર્ણપણે ઓળખતા આપણે કેટલા યુગો વિતાડીશું તેની ખબર નથી તેથી દર વર્ષે આપણી સ્થિતિ પ્રમાણે એમને ક્રમશઃ ઓળખવા પ્રયત્ન કરીએ.

ગોળા જેવું ધડારા ભાગ, હડાગા રૂપાળા ગણું,
દૂધાળાં ભરેલાં હાડ પાતળાંગી ડાક. ૩

રેડવેલ પાસા ઢળા, અંગવાળા ઘાટ રૂડા,
તેમ ચોડા પીઠ ભાગ દીપતા તમામ;
નખોડા એહવા આખ નેતરંચા પૂછ નામી,
દેખે અંબોડાળી ભાગ દેત્ર સેંસ દામ. ૪

ચીંગળારા માક તેમ કાળા નાગ જેસી ચાલે,
કૂવાળાં આંચળા વાળાં વેંત હા દેખાય,
પટાળા રામેત વાળા, દાનહીં બોઘાળા પેખે,
ભગે હી ગોવાળા દોવા વાળા બદલાય. ૫

ધબોડા શેડરા ભાળી, ચરુવે દૂધવાળી ધારા,
હિલ્લોળી ભરે છે હાડા ઝબોળી હમેશ,
કણુકે સિંહ જેવું ગોળી દધિકુ વરોળી દેખો,
મસેરી ધીઆળી વીકાનંદા વાળી ભેંસ ૬

સિંહ તણા પ્રાણ લેવે, બાણ સાથે ચડી ચોટે,
નવે ખંડે ગડે કોટે, વખાણાય નામ,
કંટાળા–ભોપાળ રામ નોળ એડી આગે ક્રમી
ભેરાળા સમાપી એડી આહીરાકા નમ ૭

## અર્થ

૧. માથાના ઠેલા દઈને પહાડોનાં શિખરો ડગમગાવતી, ઝાડનાં મૂળ ઉખેડતી આ જોરાવર ભેંસ, જેનાં હાડકાં ગોળાકારે છે, જે થાકેલા હંસ માફક મલપતી ગતિએ ચાલે છે, ખાણ ખાઈને મદોન્મત્ત બને છે.

૨. શરીરનાં લક્ષણો તો હાથીનાં લક્ષણો સમાં છે. મીણના ગોળા જેવા મુલાયમ દેહ, મોઢાની નાળ્ય શોભે છે, શીંગો ખૂબ આંટા લઈ ગયેલ છે, ડોક (સાંકળ) પણ માપમાં છે.

૩. પથ્થરની કુંભી જેવી પગની ખરીઓ છે, ઘૂંટણ ચાર તસુ પહોળાં કહ્યું છું. (કહાં) પગ દેવળના સ્થંભ જેવા છે. ધડનો ભાગ ગોળા જેવો છે, છાતીનો હડો રૂપાળો છે. હાડ દૂધે ભરેલ છે. ડોક પાતળી છે.

૪. અંગોના ઘાટ દાંતના પાસા જેવા સરખા છે. પીઠભાગ પહોળો છે, ખોડખાપણ વિનાનાં (નખોડા) એવાં લક્ષણોવાળી, ને અંબોડાવાળી (આંટા લઈ ગયેલ શીંગડાંવાળી) ભેંસને દેખી ગરાક (ગ્રાહક) હજાર (સસ=સહસ્ર) રૂપિયા આપવા ઇચ્છે.

૫ વેંત વેંતનાં તો આંચળ છે. પટાધર રામ નામના દાતારનાં આવાં દાન સર્વ રાજવીઓ જોઈ રહે. બન્ને ગોવાળ તો એને દોવા બદલવા પડે.

૬. દોતાં દૂધની ગાજતી ધારાઓ વહે છે. ને હાંડા ભરાય છે. એના વલોણાની ગોળી તો [...] થી ગર્જના કરે છે. વીકાનો નંદ (પુત્ર) એવી [...] ભેંસ સમર્પે છે.

૭. સિંહના પ્રાણ લેનારી, વાણ્ય (ચીસ) પા[...] સિંહ સામી દોટ કાઢનારી એવી ભેંસ વખણાય [...] એવી દરેક લક્ષણે ક્રમી (ક્રમી) ભેંસ કંટાળા ગામ દરબાર રામ નોળ આપે છે.

❦

ભેંસને વાંભ (સાદ) દઈને બોલતી ખડી કરનારાં જે કાવ્ય, દાતારનું દિલ ડોળાવવાને જેમ કાવ્ય, તેમ મૂંગા માનવીને પણ બોલતાં કરવાને કાવ્ય કામ લાગતું. આ કાવ્ય–કરામતનો નીચલો પ્રસંગ ટાંચણમાંથી નીકળે છે

ગોંડળના રાજવી સગ્રામજી બહુ મૂંગા રહેતા. કેમેય ન બોલે હમીર ધાધલે પોતાની છ આંગળીવાળી હથેળીની અંજળી વીસ અરીણની સેવરાવી તો પણ ન બોલેલ એને બાણીદાર કવિએ આ ગીત કહીને બોલાવ્યા—

સધ જબરા બોલ એગંદર સગમલ !
કે કે સાંધ્યો કેક કળા !
પલટણ દલ સંતારા પૂણા
(કે) ગઢ જૂનાનો ધિયો ગળા !–૧

(આવું) જબરું મલાણું કિમ બરા ?
ભડ સાચું કહેજે સતભાણ,
દેવાહરા ! કર્યાં બધ દેવા
(કે ના) રાવસું ડસ્લા લેવા જદુરાણ !–૨

બનરાં પંખી પઢાવ્યાં બોલે,
દલમાં દુ જ ન કે દગા;
કુંવર તણ પ્રાક્રમ અંગ કેરા
(કે ના) સિધ ભેગારો બેવા સગા !–૩

દેવળ તેથ પડછંદા દેવે,
કહીએ તેવું તે જ કહે.
ભેપત બોલો ખુબ મલપી
(તો) રાજસભાને મોજ રહે–૪

કરડા તણી ધર લેવા કાજે
(તું તે) નવ રોસકાં સામો નાથ,
આણ ડાક ધિકથી આપો
(કે તું) રેવતરી કરથી સમારાથ !–૫

સૂતો જબર, જબર મનસૂબા,
    ઘાટ સમજણે કાઠ ઘણા,
સગમલ અરથ કર્યાં જગ સઘરે
    તું બોલ્યાથી ભાણુ તણા !–૬



મૂંગા રહેવાનું કારણ તો ઠાકોર સગ્રામજીને ચાય તે હો, પણ ચારણે એને વ્યંગમાં ઠપકો દીધો : હે સગ્રામજી ! હે જબરા જોગંદર, સિદ્ધ ! બોલ તો ખરો, કે તું શી શી વિદ્યાની સાધના કરી રહ્યો છે ? તું તે શું દિલ્હી સતારા કે પૂનાનો રાજપલટો વિચારી રહ્યો છે ? કે શું તને જુનાગઢનું રાજ્ય જીતી લેવાનો સ્વાદ લાગ્યો છે ? આવું મૌનવ્રત શીદ લીધું છે ? કે શું કવિઓને કોઈ મોટી પહેરામણીઓ કરવાનું વિચારે છે ? મોટા રાજાઓ સાથે અફળાવાની ઇચ્છા કરછ ? અરે વનનાં પંખીડાં પણ દિલમાં કશો દગો રાખ્યા વગર આપણા બોલાવ્યાં બોલે છે, તો તું મનુષ્ય કેમ ચૂપ છે ? અરે નિર્જીવ દેવળ પણ આપણા અવાજની સામે પડઘા આપે છે, ને જેવું કહીએ તેવુ કહે છે, તો તું શું એ કરતાં પણ પ્રાણહીન છો ? હે મહીપતિ ! બોલતા રહો, તો રાજસભાને પણ મોજ રહે. નહિ તો કહી દે કે તું શું કોઈ કરડા રાજાની ધરતી જીતવા મનસૂબો કરી રહેલ છો ? કે શું તું કોઈ આબુશિખરથી કે કાશીથી ઉતરેલો મહાયોગી છે ?

નવાઈ નથી કે સોરઠિયો ઠાકોર પોતાને આરોપવામાં આવેલ આવાં બુલંદ બિરુદો અને ઉપમાઓના હાર્દમાં છુપાએલ હાંસીનો માર્યો મૂંગો મટી ગયો હોય. બાકી કવિએ તો ઉપાલંભ અને પરિહાસ દેવામાં કંઈ બાકી નથી રાખી. પંખીઓ અને પથ્થરોથી પણ રાજા જેવા રાજાને વધુ જડ કહી દીધો.



ઊધડો પાનાં—

ચીતળમાં કાઠી દરબાર હમીરવાળો : રામ શાહડિયો નામે એનો કાઠી રામ શાહડિયાને ઘેર મહેમાનગતમાં સાકરની ઠમરીયું ચડે

એક વાર ખુમાણો મહેમાન થઈને ચીતળમાં આવ્યા. ગામમાં પેસીને જરા થંભ્યા. ઘોડાં ખુંદી રહ્યાં છે પણ મસલત કરે છે કે કયે ઘેરે જવું !

'જો દરબારગઢમાં જઈએ તો ખડિયં (ખારી કઢી) મળશે. સાકર દૂધની ઠમરીયું તો રામ શાહડિયાને ત્યાં મળશે'

'હાલો હાકો રામને ઘેર ઘોડાં'

આ વાતચીત દરબારગઢની ડેલીએ બેઠે બેઠે દરબાર હમીરવાળાએ અને એના કાઠી રામ શાહડિયાએ બન્નેએ કાનોકાન સાંભળી.

રામને બીક પેઠી : નક્કી દરબાર રજા આપશે !

દરબારે મર્મ કર્યો : 'જાવ રામ શાહડીઆ, સાકરની ઠમરીયું ચડાવો. આંઈ તો ખાટિયાં છે !'

રામને ઘેર ખૂમાણ ડાયરો ઊતર્યો, રોજની રીતે રૂડી ભાતની મહેમાનગતી માણી ને પછી આગળ ઊપડવા ઘોડે પલાણ મંડાય છે ત્યાં જ દરબાર હમીરવાળો આવીને હાજર થયા. રામ શાહડિયાને પૂરો ધ્રાસકો પડ્યો.

દરબાર મહેમાનોને કહે કે 'બા ! રોકાઈ જાવ'

કે 'કાં બાપા ?'

કે 'રામ શાહડિયાને ખરચ બહુ છે. એટલે મારે એને ખીજડિયું ગામ દેવું છે.'

તે જ વખતે ખીજડિયું ગામ દીધું.

હજુ પણ શાહડિયા ખીજડિયું ખાય છે.



સોરઠી જીવનનો 'સંસ્કાર' 'સંસ્કાર' એમ હું જે વારંવાર કહું છું, જે સંસ્કારને હું સોરઠી સાહિત્યકલાસંપત્તિનું જનક ગણાવતાં થાકતો નથી, તે જ આ સંસ્કાર છે. જેની ગાળો ખાતાં ખાતાં પણ ક્ષુબ્ધ તે ઠાકોર વજેસંગ ખરા બપોરે છાશની ઘેંશ પામ્યા તે ખેડૂતને મોટું દાન દીધું, જે પોતાનો કારમો શત્રુ હતો તે વીરાવાળા પર વિષપ્રયોગ થનારો જાણીને તુરત ચાતુરી કરીને ખાંટ ભાયા મેરે શત્રુને બચાવ્યો, જે પોતાની સ્ત્રીને પરણી બેઠો હતો તે જુવાનને રાત્રના અંધકારમાં શત્રુહાથે ઘવાયેલો 'મડદ' દેખી કાંધે ઉપાડી વાઘેરે ઘર ભેગો કર્યો, (બહારવટિયા ભાગ ૨ વાઘેરોનાં બહારવટાં) પરરાજ્યના જે પટેલને એની પરોણાચાકરી બદલ ભૂલભૂલથી ગોંડળના કુંવર પથુભાએ પોતાની જમીન જાણી પારકી જમીન સરપાવમાં સમર્પી તે પટેલને તે જમીન તેના ધણી કાઠીરાજે ખરેખાત આપી દીધી, (રસધાર ભા. ૫) એવા પ્રસંગો સોરઠી જીવનમાં ઠેર ઠેર પડ્યા છે. સાહિત્યમાં મળે તો તો કલાકૃતિ તરીકે જ મારા લાગે, અને વાસ્તવ-જીવનમાં તો એ સામા મળે તો પણ કાં કલ્પિત લાગે ને કાં બેવકૂફીનાં પરિણામો લાગે, એવી એ ઘટનાઓ છે ભાણમાર્ઈ ઘસાતી ઘસાતી પણ આટલા જમાના પછી જીવનની અનેકવિધ દીનતા વચ્ચે ઝબૂકે છે, તે જ આવા 'સંસ્કાર'ની ઊંડી જડને આભારી છે.

'કરિયાવર' નામની વાર્તા, (રસધાર ભા. ૫ની પહેલી) તો યાદ હશે. હમણાં જ ટ્રેનમાં એક ભાઈએ યાદ કરાવી. પરપ્રાંતે વસેલ એ ભાઈએ કહ્યું કે ફલાણા ફલાણા એક ભાઈ આ વાર્તા વાંચી વારંવાર રડયા છે. વાર્તા એવી છે, કે એક વૃદ્ધ બની ગયેલા વિધુર પિતાએ, પોતાને સંતાનમાં જે એક જ હતી તે પુત્રીને પરણાવી કરી, એને આણે તેડવા આવેલ જમાઈ સાથે પોતાના ઘરની કુલઝપટ સંપત્તિ સાથે વિદાય દીધી. જેવી બાઈ બધો કરિયાવર લઈને ગામ સોંસરી વેલડામાં નીકળે છે તેવા જ ચોરે બેઠેલા પિતરાઈઓ ડાંગો તલવારો લઈ આડા ફરે છે. 'નહિ લઈ જવા દઈએ આટલું બધું. વાંસે અમે વારસ બેઠા છીએ.'

બાઈએ કહ્યું—વેલડું પાછું વાળો.

તેડવા આવેલ ધણીને એણે કહ્યું કે 'ધાધલ, આ લે, તું આ રૂપિયા લઈ જા બીજે પરણી લેજે.'

કે 'કાં?'

કે 'હું તો મારા બાપને દીકરો થયા પછી જ આવીશ. તે પહેલાં તું મારે ભાઈ છો!'

બાપને બીજે પરણાવ્યો. દૂધના કઢા પાઈ મર્દ બનાવ્યો. વરસ દહાડે નવી માને દીકરો આવ્યો એની છઠ્ઠી કરી, પછી ધાધલ પતિને કહેવરાવ્યુ કે 'હવે તું તારે મને તેડી જાજે.'

પછી તો બધું જ લઈને દીકરી સાસરે જવા નીકળી. ચોરે બેઠેલા પિતરાઈઓને વેલની ફડક ઊંચી કરીને કહ્યું: 'હવે આવો આડા ફરવા.'

'હવે શું આડા ફરીએ!'

'હા જ તો, શું ફરો! ઘોડીએ બાઈ રમે છે.'

⁂

આંહીં સુધી તો મેં વાત આપી છે, પણ તે પછીનો પ્રસંગ ટાંચણમાં જ રહી ગયેલો આજે સામો મળે છે. આ વૃદ્ધ કાઠીના જે બે દીકરા થયા તેનાં નામ સૂરો ને માત્રો. મોટપણે એમણે સાંભળ્યું કે વડાળાના કણબીએ પોતાના બે બળદોનાં નામ આપણાં નામ પરથી સૂરો ને માત્રો પાડ્યાં છે માટે જઈને એને ઠાર મારીએ

ગયા પટેલને ખેતરે. જુએ તો પટેલે બેઉ બળદની ગમાણમાં એક કોર ખોળ ભર્યો છે ને બીજી કોર કપાશીઆ ભર્યા છે. બેઉને ખાવું હોય તેટલું ખવરાવે છે ને 'ખાપો સુરા!' 'ખાપો માત્રા!' કરતો જાય છે. ... પર પ્રેમથી ઓઘો ઓઘો થઈ રહ્યો છે.

બેઉ ભાઈઓ ગયા'તા પટેલને મારવા, પાછા વળ્યા બન્નેની ઘોડીઓ પટેલને ઇનામમાં આપીને.

એની એ જ વાતઃ સંસ્કારઃ આજે આપણે એને ખેલદિલી, રમતવીરતા, સ્પોર્ટ્સમેનશીપ વગેરે અનેક શબ્દો વડે કહીએ છીએ.

⁂

દાનના પ્રકારો વર્ણવું છું તે જ ટાણે ટાંચણનું નવું પાનું દાનના ઉદાત્ત સંસ્કારનો મર્મ બતાવતો પ્રસંગ રજૂ કરે છે—

ખાનખાનાન નવાબ, એ નામના મોટા અમીર અકબરશાહને રાજદરબારે શોભતા હતા. દાનેશ્વરી હતા. પણ દાન દેતાં દેતા શરમાતા. કવિ પ્રશ્ન લખી મોકલે છે.

સીખે કહાં નબાબ જી,
એસી દેતે દેન!
જ્યું જ્યું કર ઊંચે કરો,
ત્યું ત્યું નીચે નેન.

હે નવાબ ખાનખાનાન! આવું દાન દેવાનું કયાંથી શીખ્યા, કે જેમ જેમ હાથ ઊંચો કરો છો તેમ તેમ નેણાં નીચાં ઢળે છે?

ખાનખાનાન જવાબ મોકલે છે. (તે કવિ હતા)

દેને વાલા ઓર હૈ,
ભેજત સો દિનરૈન,
લોક ભરમ હમ પે ધરે
યાતે નીચે નૈન.

અર્થ—હે કવિ, દેવાવાળો તો કોઈક બીજો (અલ્લાહ) છે. દિવસરાત મોકલે છે તો એ. પણ લોકો એનો ભ્રમ મારા પર આરોપે છે, (કે હું આ દઉં છું.) તેથી લજ્જા પામીને મારાં નેણાં નીચાં ઢળે છે.

⁂

અકબર-દરબારનાં 'રત્ન' ગણાતા એ નેકપાક શાહિર-સેનાપતિ ખાનખાનાન પર, સ્વર્ગસ્થ મહારાણા પ્રતાપસિંહના પુત્ર રાણા અમરસિંહે, મુગલ-સામ્રાજ્યનાં પીડનોથી તોબાહ પુકારતા આ બે દુહા મોકલ્યા તે પણ આજે ટાંચણમાંથી જડી આવે છે ને સ્વ. ગગુભાઈનું સ્મરણ તાજું કરાવે છે.

કમધજ હાડાં કુરમા,
મહલાં મોજ કરન્ત,
કહજ્યો ખાનખાનાન મે
બનચર હુવા ફિરન્ત

અર્થ—રાઠોડો, હાડાઓ ને કચ્છવાહા ક્ષત્રિ રાજવીઓ તો અકબર—સામ્રાજ્યને શરણે થઈ જઈને મહેલોમાં મોજ કરે છે, હું એક જ વનનું વનચર બનીને ભટકું છું.

ચહુવાણું દલ્લી ગઈ,
રાઠોડાં કનવજ્જ;
કહજ્યો ખાનખાનને
એ દન દીસે અજ્જ.

અર્થ—ચહુવાણોની દિલ્હી ગઈ, રાઠોડોનું કનોજ ગયું, એજ દિવસ મારા મેવાડનો પણ આજે દિસે છે.

તેના જવાબમાં ખાનખાનાન ભાવિની વાણીથી ભરેલો દુહો મોકલે છે.

ધર રહસી, રહસી ધરમ્મ,
ખપ જાસી ખુરસાણ,
અમર ! વિશંભર ઉપરે
રાખ નહચ્ચો રાણ !

અર્થ—ધરા રહેશે, ધર્મ રહેશે, ખોરાસાનીઓ (પરદેશી પીડા) ખપી જશે. હે અમરસિંહ ! વિશ્વંભર પર વિશ્વાસ રાખજે.

'ધર રહસી, રહસી ધરમ...' એ શબ્દો મારા સ્વ. ચારણમિત્ર ગગુભાઈ નીલાના કંઠેથી જ્યારે પ્રથમ વાર સાંભળ્યા ત્યાર વેળાનું તેમનું મોં અત્યારે પણ નજરે તરવરે છે. એ મોં પર, આ દુહો બોલતાં બોલતાં, ખાનખાનાનનું આત્મસંવેદન ઝળક મારતું હતું. મોં પર પસીનાનાં ટીપાં બાઝતાં. સુંદર ગુલાબી ઝીણી કિનારવાળા ડુપટ્ટાનો છેડો લઈને પોતે મોં લૂછતા, હાથના પંજાનો ઝટકો મારીને કહેતા—'ખપ જાસી ખુરસાણ.' 'ધર રહસી' બોલતે ધરણીના પરમ સ્થૈર્યનું મહારસરૂપ હાથની સ્થંભમુદ્રાએ ખડું કરતા. અને આકાશ સામે આંગળી ચિંધાડીને, માનવના તૂટતા મહાસામર્થ્યને ટેકવી લેતા હોય તેમ બોલતા: 'અમર ! વિશંભર ઉપરે રાખ નહચ્ચો રાણ !' —આશા અને આસ્થાના શા એ બોલ હતા ! થોડાક જ બોલ, પણ ચારણના બોલ, વલોવાઈ જતા એક મુસ્લીમના હૈયા—બોલ:—'ધર રહસી, રહસી ધરમ...'

❦

પરિહાસ તો જેની વાણીમાં પગલે પગલે આવતો હતો, એ ગગુભાઈની પાસે આ ત્રણ દુહા ઉચ્ચારતી વેળા નરી પ્રાર્થના, નરી આરઝૂ, નરી આપદાં જ ભરાઈ રહેતી. આંખોમાં જળનાં ટશીઆ આવતા. વીરોચિત કારુણ્ય વાળી ઘટનાઓને એની ઉત્કટતાએ પહોંચાડવામાં ગગુભાઈ કેટલા પાવરધા હતા તે તો મારી 'રાઠોડ ધાધલ'ની વાત (રસધાર ભા. ૩)ને યાદ કરનારા વાચકો કલ્પી શકશે. જોગીદાસ ખુમાણ અને રાઠોડ ધાધલે મળીને એક કાળા બપોરે વીજપડીના ખેતર વચ્ચે સાંટીઓ સૂડતો એક જોબનજોદ્ધ કણબીને બરછીએ માર્યો, અને ધણીને બચાવવા માટે પોતાના દેહ પર હાંમેલાં તમામ આભરણોને ઉતારી દેતી આણાત કણબણ યુવતીએ ધણીને મરતો દેખી કોદાળીના જે ધડૂસકારા પોતાને કપાળે ખાધા, તેનું વર્ણન યાદ આવે છે? એ વર્ણન ગગુભાઈનું કરેલું. એ પાતકની આઠ વૃદ્ધ કાઠી રાઠોડ ધાધલને કેવી જલાવી રહી હતી તે યાદ આવે છે ? એ વર્ણન ગગુભાઈનું કરેલું રાઠોડ ધાધલના વીરમૃત્યુને epic ઘટના બનાવીને કરેલું આલેખન યાદ આવે છે ? એ શિલ્પ ગગુભાઈનું. એ ચિત્રો આલેખવા ટાણે કોણ કહી શકે કે ગગુભાઈની રસના—પીંછીમાં હળવાશ પણ ભારોભાર હતી !—એ હળવાશનો દાખલો મારા ટાંચણમાં એકલિયા બહારવટિયાના બયાન રૂપે મોજુદ છે. છોકરું મોઈદાંડિયે રમતું હોય એટલી મોજભરી બાનીમાં ગગુભાએ એકલિયા નામના ચોરને આલેખ્યો—

❦

ચારણ હતો. મૂળ નામ પુનરવ. પહેલાં મીંયાણા મોવર સંધવાણી ભેળો બહારવટે. પણ ભાવ્યું નહિ. એકલું બહારવટું આદર્યું. એટલે પડે જ. જેથી કહેવાણો એકલિયો.

પાસે એક ટારડી ઘોડી. જસદણ તાબે ભાદર નદીમાં એક દી' ટારડીને ધમ.રે છે. ત્યાં દરબારી માણસો કુંવર છત્રા ખાચરની ઘોડીયું ધમારવા આવ્યા. કહ્યું કે એલા તારી ટારડીને બહાર કાઢી લે. થઈ બોલાચાલી, એકલિયે બહાર નીકળીને દરબારી માણસોને પોતાની ટારડીની સરકથી માર્યા. કાનકટીઉં તોડી નાખી. દરબાર આલે ખાચરે ત્રણ મહિનાની કેદ આપી. છૂટ્યો ત્યારે કહેતો ગયો કે દરબારને કે'જો, ચેતતા રહે.

મોટા કણબીઆળા ગામમાં પરોઢને પો'ર ગોડી હતી. જાણી કહે કે 'ગોડી લેવી છે.'

કે 'રૂપિયા ચારસો પડશે.'

કે 'ચડી જોઉં.'

પરે તો આગેવાળ જેરબેંગ સવડાવ્યા, ઘોડીને ટાબડ ટીબડ કરી. એકલિયો ચડ્યો, ગેલાહ પાડી દર-

રાતી પછી ગોથું ખવરાવ્યું ને કહ્યું 'હ્યો રામરામ. આલા ખાચરને કે'જો રૂા. ચારસો તમને ચુકવી દે.'

હરણ ખોડાં કરે એમ ઘોડી ગઈ.

આવ્યો જસદણની બજારે. અફીણના ઇજારદારની દુકાને ઘોડી ઉભાડીને કહે 'અરધો શેર અફીણ જોખ.' જોખ્યું. 'લાવ છેડામાં.' લઈને ઊપડયો. 'કે'જે દ. આલાખાચરને, કીમત ચૂકવી આપે.'

મંડયો જસદણ તાબામાં લૂંટવા ને પૂંછડું મારવા. દરબાર કહે 'માળો સાપ ખાંડા કર્યો.'

❧

રાયપર ને કુંડળ વચાળે ગીડા કાઠીઓનાં ગામ. એક ગાડું હાલ્યું જાય. ભેળા અસવાર. અસવારો ગાડાને આગળ જાવા દઇને બેઠા બેઠા હોકો ભરે.

એકલિયો કહે 'રામરામ.'

'એ રામ ! કેવા છો ?'

'કાઠી છું. નામ હમીર બોરીચો. હોકો પાશો ?'

ઘોડી પર બેઠે બેઠે હોકો તાણવા માંડયો. ગાડાને સારી પેઠે-છેટું પડવા દીધું. પછી હોકો આપી દઇને ઘોડી લાંબી લાંબી કરી. પહોંચ્યો ગાડાને. માંઈ બાઇઓ બેઠેલી તેને કહે 'બેન્યું ઘરાણાં કાઢી આપો. બહારવટિયા છું.'

એમાં એક રાંડીરાંડ બાઈ. જાતે ગીડા કાઠી. કહે કે 'ભાઇ, એક કડલું નીકળતું નથી.'

કે 'બેન, તારું બીજું કડલું આમાંથી ગોતીને પાછું લઈ લે. ને કામ પડયે ભાઇને બોલાવજે.'

એમ કહીને ગયો.

એ બાઇ હતી કુંડળની એને ગીડા ભાયાતોએ દુઃખ દેવા માંડયું બાઇએ એકલિયાને ખબર કહેવરાવ્યા. ગયો કુંડળમાં. ૮-૯ ગીડાને માર્યા ને કહેતો ગયો 'બેનને એનાઇ કાઢી દજ્યો. નીકર ગીડા દીકો નહિ મેલું.'

❧

જગો ગીડો જસદણના મોટા અમલદાર. નીકળ્યા એકલિયાની વાંસે. વાંસોવાંસ એકલિયો ચડયો. ફરી ફરીને જગા ગીડા ઘેર ગયા. એકલિયો પણ ઠેઠ એને ઘેર પહોંચ્યો. ગીડો તરવાર છોડી, ભાથું મેલી, ઢાલિયા માથે જ્યાં બેસે છે ત્યાં પહોંચ્યો.

કે 'જગા ગીડા ! લે બંધૂક, હું જ એકલિયો.'

બંધૂક તો શું લ્યે ! ગીડાને ઠાર માર્યો. ભાગ્યો. 'એ જાય ! જાય ! જાય !'

કોટડા દરબારનું ગામ રાયપર. બહાર ચારણનું મવાડું પડ્યું છે. ઘોડાં બાંધ્યાં છે દશરાનો દી'. તે દી' શુકન કરીને ચારણો ઘોડાની સોદાગરી કરવા બહાર નીકળે. લાપશી રંધાતી હતી. ગદવા બેઠેલા. ત્યાંથી એકલિયો નીકળ્યો.

કે 'બા ઊતરો. ખાધા વન્યા જાય એને બ્રહ્મહત્યા !'

બેઠા સૌ ભેળા ખાવા. એમાં એક ગીડો નીકળ્યો. ભેગું ભાલું છે. દેખીને લાપસી ખાવાનું મન થઈ ગયું. ચારણોને કહે—

'રામરામ બા.'

કે 'ઊતરો આપા.'

કે 'ઊતરે કયાં બાપ ! એકલિયાની વાંસે નીકળ્યા છઇં.'

ઝપ એકલિયો ઊઠયો. ઘોડી પલાણી. પડકાર્યો: 'હું એકલિયો. લે ભાલો !'

ચારણો આડા પડયા. હં ! હં ! હં.

કે 'ગીડા તો દીકો ન મેલું.'

કે 'ના, આંઇ કાંઇ ન થાય.'

કે 'બૂડી તો મારીશ.'

ભાલાની બૂડી ગીડાને મારી; બે તસુ વહી ગઈ.

❧

દેવળિયે શાણીંગવાળાની ડેલીએ ગોરખો ગીડો બેઠો બેઠો એકલિયાની વાતો બોલે. આંહીં એકલિયાનો પણ આશરો હતો જોગાનજોગ એકલિયો એ સાંભળે. નીકળ્યો બહાર ને બોલ્યો, 'આ લે મારી તરવાર. હું લઉં જોડા. ઊઠ, ગીડાની તરવાર ને મારો જોડા.'

ગોરખા ગીડાને ધ્રુજ વછૂટી.

❧

દૂંપો ગીડો કાઠી. ડીલ એવું જાડું કે દોઢ હાથ ઉભારો. માથે ગાડું ય ચડી ન શકે. હાંડા આંચકીને ઊભા રહે. આડસર જેવી ભુજાઓ. ભાયાણી પાણી જેવું કાંધ. ભેળા મરમલ કાઠી શાણીને ધુંવાડે ગપેલા ઝીંટનું પાંસળું હોય એવી તરવાર રાખેલી. બે ય ચાલ્યા આવે એકલિયો વાંકળીમાં ઘોડીને ભાજરો દઇને બેઠો છે.

બેઉ અસવાર ચાલ્યા જાય છે, ને દૂંપો ગીડો બોલે છે, 'ભાયડા હજી એકલિયાને ભેટ્યા નથી ના !

ઝપ અસવાર થાતોને એકલિયો પાછળ પડયો. 'કુંભા ગીડા! તૈયાર છું.' ગીડાએ ઘોડી દોટાવી મેલી. પણ એકલિયો તો પતંગિયો હતો. કયાં ભેળાં આડો પડીને હાથ ઊંચા કરી મરમલ કાઢી કહે કે 'રે'વા દે.'

કે 'તું ખસી જા.'

કે 'પહેલું મારું માથું વાઢીને જા.' મરમલે આડું દીધું. હાથ જોડીને કરગર્યો.

'ઠીક ત્યારે જાવા દઉં છું. પણ ઘોડીનો મોવર તો ઉતારી લઈશ, ઘાંશીઓ લઈ લઈશ.'

કૂંપા ગીડાનું એટલું લઇ લઇને પોતે ગયો. પણ એમાં પોતાનો ચોફાળ વેંકળામાં પડયો રહ્યો. એ ચોફાળ લઈ લઇને કૂંપો ગીડો દેવળિયે રાણીંગવાળાને ત્યાં આવ્યા.

'ઓહો ગીડા! તમે કયાંથી?

કે 'બા, એકલિયાની વાંસે ગ્યા'તા. ભેટાં કરી આવ્યા.'

'ઓહો! રંગ છે.'

કે 'એણે માળે કોણ જાણે કેમ કરીને મારી ઘોડીનો મોવર લઈ લીધો, પણ તો મેં એનો ચોફાળ લઈ લીધો. આ જુઓ.'

'હા બા, સાચું. આ ચોફાળ તો એનો જ.'

એ જ વખતે રાણીંગવાળાની ડેલીએ સંતાયેલ એકલિયો બહાર નીકળ્યો ને કહ્યું 'લાવ ચોફાળ. ખોટું બોલ છ? તેં લઇ લીધો? હવે તો બૂડી માર્યા વગર રે'વું જ નહિ.'

ગીડાને ભાલાની બૂડી મારીને લોહી કાઢયે રહ્યો.



એક દી' આવ્યો સનાળીમાં. એક રેટો માથે બાંધેલ ને બીજો કડયે. ભાલે કિનખાપનો રેજો ચડાવેલ. કહે કે 'ઇ રેજો તો મારું ખાંપણ છે ખાંપણ.'

બજારમાં ચડતે પહોરે આવ્યો. આલો ચાક નામે કાઠી મળ્યાં આલે પૂછયું, 'કયાં રે'વું?'

કે 'હાલારમાં.'

'કેવા છો?'

બોરીચા. દમીર બોરીચો. આ રે'જો. ઘોડી પરગપીઠી છે.'

આવ્યો હરજીવન વાણિયાની દુકાને 'શેઠ, બાજરો તોળજો છ શેર.'

પૂછયું 'કેટલા પૈસા?'

કહ્યા પ્રમાણે પૈસાનો ઘા કર્યો.

ગણીને હરજીવને કહ્યું, 'બે પૈસા વધારે છે.'

'એના કૂતરાને રોટલા નીરજો, લાવ બાજરો.'

'કહો છોને ઘોડી પરગપીઠી છે!'

કે 'વાણિયાને કમ કરડે છે!'



'રંગ છે બુધા ગીડાના લોહીને!'

એમ બોલીને એકલિયો દાયરામાં બેસીને કસુંબો પીએ.

કે 'કાં એવા રંગ આપો?'

કે 'બા, બુધો ગીડો શૂરવીર હતા. એવા શૂરવીર કે લોઈ ભાળીને મરી ગયેલા! એટલે હું કસુંબામાં એને રંગ દઉં છું. ગીડાની તરવાર ને મારું ખાસડું. ગીડાની હારે હું તરવારે લાકડીએ તો લડું નહિ.'



મોરબીની જેલમાં પોતાને નખાવનાર એક ભગવતસિંહ ગરાસીઓ હતો. ભલા ગામમાં રહેતો. ઊપડયો એને મારવા. ગામની ખળાવાડમાં ગરાસીઓ ખળાં ભરે છે. વાડયે ડોકાણો ને કહ્યું, 'કાં, દરબાર, તૈયાર છો ને?'

'હા તૈયાર!' કહેતો ભગવતસિંહ જોટાળી બંધૂકે ઘોડે ચડી બહાર નીકળ્યો. ભેળા સંધી સંવાર. મંડયા સામસામા ઝપટ કરવા. એકલિયો પાછળ ને પાછળ ખમતો જાય. મનમાં એમ કે ભગવતસિંહનો દારુગોળો ખૂટે તો ભેળાં કરું. ધકમક ધકમક થાતું જાય. આથો નીકળી ગયો. પાછળ અવાજ આવતા બંધ થયા. એમાં ઘાટાં ઝાડ, કાળી જમીન, અને નેરું ખળકયે જાય, ઘટાટોપ વડ, એવી જગ્યા દેખી મન થયું કે માળું નાહીએ તો ઠીક,

પડખે ભરવાડ ગાડર ચારે. કહ્યું કે 'એલા વડ માથે ચડીને ખબર રાખ, કોઈ અસવાર આવે છે?'

નાઇને બહાર નીકળ્યો ને અસવાર નકક આવ્યા ત્યારે ભરવાડે કહ્યું.

એકલી સુરવાળ પહેરીને ઘોડીએ ચડયો-ભાગ્યો. ભગવતસિંહે બંધૂક મારી, બરાબર એકલિયાના પગનું બૂચ તોડીને ગોળી ઘોડી સોંસરવી ગઈ. પણ ઘોડી મારી ન શકી.

કૂદીને એકલિયે સધી માથે ઘા કર્યો. હેઠો ઉથલાવીને એની ઘોડી માથે ચડી ગયો, ને હાંકી ભગવતસિંહે બંદૂકને ફરી કેપ ચડાવ્યો, પણ કેપ પડી ગયો. આંહીં એકલિયો હાકે પણ ઘોડી ચાલે નહિ. પગ બંધાઈ ગયા. ઊતર્યો હેઠે, વળ્યો પાછો, બીજા સધી માથે આવું કર્યું. એની ઘોડી પર ગયો ને ભાગ્યો. એમાં પોતાની બંદૂક વડલે પડી રહી.

નવાણીએ પહોંચ્યો. પગનું બૂચ તૂટી ગયેલ, તરવાર નાખી દીધેલ. ફક્ત એક ભાલો હતો.

દરબારે લોમોવાળો ખેડૂત, ઓળખ્યો, 'આવે વેશે કેમ પનો?'

કે 'લૂગડાં મગાવી દ્યો. રોટલો ને ગળ લાવો.'



દેવળિયે પાળાના વોંકળામાં વાઘરીઓના વાડામાં રહ્યો. પાટાપીંડી, ને ખાવાનું રાણીંગવાળો મોકલે લુણો ધાધલ રોજ બેસવા જાય

પણ રાણીંગવાળો, જે આજ સુધી એકલિયાને સંઘરનાર હતો, તેને જ બીક લાગી પોતાનાં નાણાંની એના કહેવાથી ગોરખે ગીડે જસદણમાં જાહેર કર્યું. એકલિયો ભાગી ન જાય એટલા માટે બ્રાહ્મણ લવા મહારાજનો ભાઈ પાળાવે વોંકળે જઈને ત્યાં વાતોચીતો કરી સુવાણ કરાવે. એ બ્રાહ્મણે કહ્યું કે પરમ દિવસ સુધી તો હું રોકી રાખીશ

ત્રીજે દિવસે સવારે બે પહોર દિવસ ચડતાં વોંકળાને કાંઠે ઊભેલા વાઘરીએ રાડ પાડી કે 'પુનરવ ભા, અસવાર આવે છે ભાલા ઝગે છે, ભાગો.'

'ભાગી તો રીયા હવે ભાગતું લખ્યું હોત તો આજ રોકાણું જ શીદ કરત?'

એટલું કહીને એકલિયે પોતાના વાતડાહ્યા વિશ્વાસુ બ્રાહ્મણ ભાઈબંધ સામે નજર નોંધી 'ભરડા! ખૂટ્યો કે?'

બ્રાહ્મણને મોઢે મશ ઢળી ગઈ.

પોતાની આંગળીમાં ચૌદ ગદીઆણાનો હેમનો ફેરવો હતો તે કાઢીને બ્રાહ્મણને કહ્યું 'એક અડબોત મેળા તારા પ્રાણ કાઢી નાખી શકું. પણ હું એકલિયો. મારું મરણટાણું ન બગાડું. આ લે આ 'દક્ષિણા, અને માંડ ભાગવા. હમણાં આંહીં ગોળીઉની ઝાપટ બોલશે.'

ફેરવો લઈને બ્રાહ્મણ વહેતો થયો અને બીજી બાજુ ગામમાંથી લુણો ધાધલ નામનો કાઠી એકલિયાને હોકો પીવરાવવા આવતો હતો તે પણ બીકનો માર્યો ઝાળા આડો છુપાઈને બેસી ગયો. એણે કનોકન વાત સાંભળી.

વાઘરી કહે, "બાપુ, હાલો. હજી ગામમાં જવાનો વખત છે."

"અરે હરિ હરિ કર ભાઈ, હું એકલિયો હવે ભાગું?"

હથિયારમાં ફક્ત એક ભાલું જ હતું તે ઉપાડીને એકલિયો ઊભો થયો. વાઘરીને કહે "તું હવે ખસી જા" એમ કહીને વોંકળાને કાંઠે ચડ્યો. ચડતાં જ ગીસત સામી દરસાણી. ગીસતની અને પોતાની વચ્ચે આડું એક ખીચોખીચ ઝાળું આવેલું હતું. પણ પોતે બીજી બાજુ તર્યો નહિ જરાક તરીને ચાલે તો શત્રુઓને પાસો દેખાડ્યા જેવું થાય એટલે સામી છાતીએ ઝાળા સોંસરવો પડ્યો, કાંટે ઉઝરડાતો ગયો ને બહાર નીકળ્યો.

ત્યાં તો ગીસત લગોલગ થઈ ગઈ ભાલા સોતો એકલિયો છલંગ મારીને ગીસતના સરદાર વેળા ખાચરને માથે ગયો. પણ એ ભાલાનો ઘા ચૂકવવા માટે વેળો ખાચર ઘોડી ઉપરથી નીચે ખાબક્યો, કે તુરતજ એકલિયે ઘોડીને ભાલું ટેકવી, પેંગડામાં પગ દઈ હને હાથ માંડી ઘોડી માથે ચડવા હલુંબો દીધો. દેતાં જ એનું માથું ઊંચું થયું તેમ તો ધડ! ધડ! ધડ! એકસામટી સાત ગોળીઓ માથાની ખોપરીને વીંધતી ગઈ

તોય એકલિયો પડ્યો નહિ ભાલાનો ટેકો લઈ ગોઠણીઆભર બેઠો. છેલ્લી ઘડીએ બારવટિયો ભારી રૂડો દેખાયો. ત્યાં તો પ્રાણ છૂટી ગયા. એટલે કાઠીઓએ આવીને એના મુડદા ઉપર પેટ ભરીને ભાલા માર્યાં ને ગીડાઓએ એના લોહીથી પોતાના કાતર્યા રંગ્યા એની લાશને જસદણ લઈ ગયા



'વેળા ખાચર!' દરબાર આલા ખાચરે બારવટિયાના શરીર ઉપરના જખમો જોઈ ઝીણે અવાજે કહ્યું, 'આ બધા બંદૂકના ઘા નો'ય બા! આ તો વેરી મુએ ઈ પછીનાં પરાક્રમ લાગે છે!'

'અને ત્રીસ અસવાર થઈને એક માંદા શત્રુને જીવતો ન ઝાલી શક્યા બા! રંગ છે!'

પાળાવાને વોંકળે રાતોરાત કોઈ એક ખાંભી ઊભી કરીને સીંદુર ચડાવી ગયું હતું. અત્યારે એ ખાંભી ત્યાં છે



# बापूकी कहाणी–काकाकी जबानी

काका कालेलकर

[૧]

ઈ. સ. ૧૯૩૦માં યરવડા જેલમાં બાપુજી સાથે રહેવા માટે મને મોકલવામાં આવ્યો ત્યારે મારી સાથે પૂરતા પ્રમાણમાં કપાસની પૂણીઓ લેતો પહોંચેલો. ત્યાં મારે પાંચેક મહિનાથી વધુ રહેવાનું થશે નહિ એમ હતું. પાંચ મહિના પછી બહારથી પૂણી મંગાવવી પડે તેમ હતું.

પણ થયું એવું કે થોડા જ દિવસોમાં સરકારે વલ્લભભાઈને યરવડા જેલમાં લાવીને રાખ્યા. પણ એક બીજા બાજુના યાર્ડમાં. વચ્ચે માત્ર એક દીવાલ હતી. બાપુને આનું બહુ દુઃખ થયું. કહેવા લાગ્યા કે આ સરકાર કેવી તંગ કરી રહી છે. વલ્લભભાઈને સાબરમતીથી અહીં સુધી લાવી રાખ્યા. એમનો અવાજ પણ આપણે કોઈ કોઈ વાર સાંભળી શકીએ છીએ પણ મળી શકાતું નથી. સરકારને આમાં શું મઝા આવતી હશે?

જે લોકો બાપુને દૂરથી જોવે છે તે એમની ધીરોદારીતા જ જોઇ શકે છે. એમનો પ્રેમ કેટલો ઉત્કટ હોય છે અને એના ઉપર આઘાત થવાથી એ કેટલો ઘાયલ થાય છે તે તો બહારના લોકો ક્યાંથી જાણી શકે!

રોજ સાંજે આંગણામાં ફરતા ફરતા એમનું ધ્યાન દીવાલની પેલી બાજુ જતું હતું.

* * *

એક દિવસ મેજર માર્ટિન (સુપરિંટેંડન્ટ) વલ્લભભાઈની એક ચીઠ્ઠી લઈને આવ્યા. એમાં લખેલું હતું કે 'મારી બધી પૂણીઓ ખલાસ થઈ ગઈ છે. તમારી પાસે થોડી હોય તો મોકલશો.' વલ્લભભાઈ ખુબ કાંતતા હતા. ત્યારે કાંઈ ખાસ કામ ન હોય ત્યારે તેઓ પોતાની કોટડીમાં કાં સિંહની જેમ આંટા મારતા હોય અથવા બેઠા બેઠા કાંતતા હોય. એમની બાને પણ કાંતવાની ખુબ આદત હતી. એ જ્યારે આંધળા થયા ત્યારે પણ એમણે કાંતવાનું નહિ છોડેલું. ઘરના માણસોને પોત પોતાની પૂણીઓ છુપાવીને રાખવી પડતી. કયારેક જો પૂણી મળી ગઇ તો એઓ કાંતી નાખતાં. એવી માના એ દીકરા!'

બાપુએ મને પૂછ્યું. 'કાકા તમારી પાસે પૂણીઓ છે?' મેં કહ્યું 'જોઇએ તેટલી છે પણ મને પીંજતા નથી આવડતું' આ આપી દઉં પછી શું કરું?' બાપુએ કહ્યું 'કાલથી હું તમને શીખવીશ નહિતર હું તમને પીંજીને પૂણીઓ બનાવી દઇશ.' ડરતા ડરતા મેં પહેલો વિકલ્પ પસંદ કર્યો. અને મારી પાસેની પૂણીઓ વલ્લભભાઈને મોકલી આપી.

હવે બાજુના ઓરડામાં બધો સરંજામ તૈયાર કરીને બાપુ મને પીંજવાની કલા શીખવવા લાગ્યા. થોડા જ દિવસોમાં હું તૈયાર થઈ ગયો.

એટલામાં વરસાદના દિવસો આવ્યા. પીંજણની તાંત ભેજવાળી હવાને કારણે ઢીલી અને પોચી થઈ જતી હતી. હું એનો ઈલાજ શોધવા લાગ્યો. જ્યારે તડકો નીકળતો હતો ત્યારે તો પીંજણને તડકામાં રાખું પણ વરસાદ તો ખુબ પડતો હતો. અમારા આંગણામાં પાંઉરોટીની ભઠ્ઠી હતી. એંગ્લો ઇન્ડીઅન કેદી છોકરાઓ એ ચલાવતા હતા. હું સાંજે મારી પીંજણ લઇને ત્યાં જતો અને ભઠ્ઠી પાસે રાખી આવતો, એથી તાંત સુકી અને ટંકારા મારવા જેવી થઇ જતી પણ એને ટરકરી પણ બનાવવાની જરૂર હતી. એ માટે લીંબડાના પાંદડાં તોડીને તાંત ઉપર ઘસતો.

એક દિવસ બાપુએ જોયું કે ચાર-પાંચ પાંદડાં માટે હું એક ડાળખી તોડું છું, ત્યારે તેમણે

કહ્યું કે આમાં તો હિંસા છે. લોકો તો ન સમજે પણ તમે તો સહેજેથી સમજી શકો એમ છો કે આ ચાર-પાંચ પાંદડાં પણ ઝાડની ક્ષમા માગીને તોડવાં જોઈએ તેને બદલે તમે તો એક સારી ડાળખી તોડી લાવો છો.

જેલમાં બાપુ આદર્શ કેદીની જેમ તો રહેતા જ હતા પણ આદર્શ અહિંસાના વ્રતધારી થઈને પણ રહેતા હતા.

બીજે દિવસથી મેં સુધારો કરી નાખ્યો. હું ઠીક ઊંચો છું. ઊભા ઊભા જ ચાર-પાંચ પાંદડાં તોડી લેતો.

જ્યારે ભઠ્ઠીનો લાભ ન મળતો ત્યારે તાંત પર હવાની અસર ન લાગે એ માટે તાંત પર મીણબત્તી ઘસતો હતો. એની અસર સારી થઈ. બાપુ પણ પ્રસન્ન થઈ ગયા.

* * *

સવારમાં દાતણ કરવાને માટે બહારથી આવતા દાતણ બંધ થઈ ગયા હતા. મેં બાપુજીને કહ્યું 'અહીં તો લીંબડાના ઝાડ ઘણાં છે, હું તમને તાજું સરસ દાતણ લાવી આપીશ. બીજે દિવસે છાલ ઉતારીને સરસ કૂચો બનાવ્યો.

વાપરીને કહેવા લાગ્યા. હવે એનો ઉપરનો ભાગ કાપીને પછી એનો જ નવો કૂચો બનાવજે.

હું કહેવા લાગ્યો કે અહીં તો રોજ તાજું દાંતણ મળે એમ છે, બાપુએ કહ્યું "એ તો હું પણ જાણું છું. પણ આપણે એના અધિકારી નથી. જ્યાં સુધી એક દાતણ સાવ સૂકાઈ ન જાય ત્યાં સુધી આપણે એને કેમ ફેંકી દઈ શકીએ!" બીજે દિવસથી બાપુની સૂચના પ્રમાણે કરવા લાગ્યો. ક્યારેક ક્યારેક દાતણ સારું નહોતું થતું. બાપુના થોડાક દાંતોને અને એમના પેઢાને તકલીફ થતી. મારાથી આ સહન ન થતું. પણ જ્યાં સુધી એક દાતણ સાવ નાનું ન થાય કે સૂકાઈ ન જાય ત્યાં સુધી નવું દાતણ બનાવવાની મને રજા નહોતી.

[૨]

યરોડા જેલના જેલર મિ. ક્વિન એક આયરિશ હતા. રોજ સાંજે એ અમારી ખબર પૂછવા આવતા. આવીને બેસે એટલે કાંઈ ને કાંઈ વાત થતી. એક દિવસ બાપુને કહેવા લાગ્યા કે 'હું આપની પાસે ગુજરાતી શીખવા ઇચ્છું છું.' બાપુએ કહ્યું 'સારી વાત છે.' એ રોજ બાપુ પાસે ગુજરાતી બાળપોથીનું પુસ્તક શીખવા લાગ્યા અને બાપુ પણ સમય આપીને પ્રેમથી ભણાવવા લાગ્યા.

એક દિવસ એના ગયા પછી બાપુએ કહ્યું 'હું જાણું છું કે તમે મારા કરતાં એને સારી રીતે ભણાવી શકો અને તેમ થાય તો મારો સમય પણ બચી જાય પણ એની હોંશ મારી પાસે શીખવાની છે.'

પછી તો એ સવારે આવવા લાગ્યા. એક દિવસ એ ન આવ્યા. અમને થોડુંક આશ્ચર્ય થયું. મેં તપાસ કરી. કારણ જડયું. બીજે દિવસે જમ્યા પછી બાપુને મેં કહ્યું કે ક્વિન કાલે કેમ નહોતા આવ્યા. એની મેં તપાસ કરી કાલ સવારે અહીં પડખે એક ફાંસી અપાઈ. એમને ત્યાં જવું પડયું હતું.

મારી વાત સાંભળતાવેંત જ બાપુ ખૂબ અસ્વસ્થ થઇ ગયા, એમનો ચહેરો બદલી ગયો. કહેવા લાગ્યા કે ખાધેલું અનાજ પેટમાંથી હમણા બહાર નીકળી પડશે.

બાપુ ફાંસીની જગ્યા જાણતા હતા. જ્યાં અમે રહેતા હતા ત્યાંથી એ નજીક હતી. પોતાની નજીક જ કાલ એક માણસને ફાંસી દેવાઈ એ વાત સાંભળીને જ એમના મનમાં એનું ચિત્ર ખડું થઇ ગયું અને બાપુ એવા તો અસ્વસ્થ થઈ ગયા કે હું ગભરાઈ ગયો.

(અનુસંધાન પાન ૫૩૨)

# ચમનની વહુ

લેખક : યાત્રી

પરણીને આવ્યા પછી ચાર પાંચ રાત તો એ માંડ ત્રીજે માળ વરને ઓરડે સૂવા ગઈ હશે. છઠ્ઠી રાતે એને એકલીને માટે બીજા માળે એક ખંડમાં સૂવાનું ગોઠવાઈ ગયું એનું નામ લાડકી વહુ.

એ ઘરને ત્રણ માળ હતા એટલા પરથી જ તમે સમજી શકો કે નાના એવા શહેરગામમાં લેરચંદ કપાસીની કેવી મોટી સાયબી હશે. રૂના રાજા તરીકે લેરા શેઠને એ પંથકમાં પાણીશેરડે પનીઆરીઓ પણ જાણે.

પનીઆરીઓએ તોરણિયા કૂવાને કાંઠે વળતા જ પ્રભાતે 'વાયરલેસ'થી જાણ્યું કે લેરા કપાશીના દીકરા ચમનની વહુ લાડકીને ધણીની પથારી છોડવી પડી છે. અને તેમનામાં વાતો વહેતી થઇ.

'કાંક કેવાપણું હશે તયેં જ ને બાડી!'

'હા, નકર ગલાબનો ગોટો છે, એક વાર તો મોળા પગરણની હોય તોયે મેલી દેવાનો જીવ ન હાલે.'

'આમ તો ખોરડું મોટું, સાસુ અજાજૂડ, ડેલી કેવી બંદોસ્તવાળી, વળી રૂપાળો ધોરી રસ્તો પડખે થઇને વયો જાય, એટલે આમ તો ઘરની વઉવારુની શી દેન કે આદમી હારે આંખ્યુંય મેળવી શકે!—'

'હવે રાખોને મારી બઈ! ઝાઝી જાબદાઇયું ત્યાં ઝાઝાં ફાંફા. હેટે હોટલું, પાનબીડીની હાટડિયું, સપાઇના પે'રા; એમાંય હવે તો સપાઈયુમાંય સુધ્ધા ઘણાખરા જુવાન ફૂલફટાકિયા જ હાલ્યા આવે છે. રાત બધી બેઠા હોય ઓટે.'

'ને અંતે તો ઘર જ ખોટીલું ના! સાસુના ભવાડા......'

સડેડાટ સીંચણિયાં ગરેડીઓ પર થઈને કુવામા દોડે છે, લોઢાની ગરેડી ...રી. રી...રી કરતી સીંચણિયાના સરસરાટ સ્પર્શથી જાણે કે દાઝતી હોય તેમ ચીસ પાડે છે, ઘડા ને ડોલો પાણી સાથે ભફ સ્વરે અફળાઇને પછી ભ...ભ-ભ...ભ અવાજે ભરાય છે, ઉપર ખેંચાતાં પાછી ગરેડીઓ કી...ર, કી...ર, કી...ર, કરતી જાણે વેણુનો વેદનાભાર અનુભવે છે, અને બેડાં ઊચકી ઉચકી ચાલી જતી સ્ત્રીઓ સીંચણિયાને વીંટવાની પેઠે વાતને પણ જ્ઞાનગુંચળે વીંટાળી લેતી જાય છે કે—

'હશે મારી બાઈ! પારકાની શી પંચાત સૌ સૌનાં ઘરનાં ધણી. ઈ ભલેને સપાઇને લઇને બેસતી કે પાનબીડીવાળાને લઇને. ક્યાં ઈ આપણા કોઇના બાવડાને લઇ જાય છે! સૌનાં ઢાંકયાં સારાં! હે ભગવાન, સૌનું ઢાંકયું રે'વા દેજે.'

બિચારી પનીહારીઓ! ભગવાનને ભળાવતી હતી ઢાકવાનું કામ, પોતે બજાવતી હતી ઉઘાડાં કરવાનું કર્તવ્ય.

પોતાના દીકરાનો શયનખંડ વહુએ છઠે જ દિવસે ત્યાગ્યો હતો એ વાત ચમનની બા ગુલાબબાએ જાણી ત્યારે એને જરીકે ફાળ પડી નહિ. દીકરાને કે વહુને એણે કશું કહ્યું કે કારવ્યું નહિ. કહ્યુંને કે ગુલાબબા તો અડીખમ બાઈ હતાં. પરશાળમાં ચાકળો નાખીને બેસતાં ત્યારે રાજાની રાણી લાગતાં. પ્રભાતે પોતે પરશાળના જેર પર બેસી બાંગમાં બોળી બોળી દાતણ ઘસતાં ત્યારે તો સવાયું રૂપ ભભકતું. સાડલાનો સરગટ ઢળી પડયો હોય, ઘેરી અટલસના કમખામાં છાતીએ સળી જેવી આછી યે કરચલી ન પડતી હોય, ઉઘાડી રાતી ડોકમાં હેમની માળા ઝૂલતી હોય અને આવેતુને જયારે 'આવો!' એટલું જ કહેતાં હોય ત્યારે સામાંને એમ લાગે કે પોતાને મોતી-થાળે જાણે વધાવી રહેલ છે. જેવાંતેવાંને તો એ 'આવો!' જેટલા બે અક્ષરો પણ દુર્લભ.

'આવો!' એટલું કહીને એક વાર એક આવનારીને લાડકી વહુએ સત્કારી હતી. વહુને એમ કે સાસુના મોંમાં દાતણ છે એથી એ બોલી શકયાં નહિ હોઈ પોતે વિવેક કરવો જોઇએ. પણ એ આવનારીના ગયા પછી ગુલાબબાએ વહુને સ્પષ્ટ કહી દીધું, કે હું બેઠે તમારું એ કામ નહિ. જે કરતા હો તે જ કર્યા કરવું.'

તે પછીથી લાડકી વહુ સવારે ઊઠી પાણીઆરે રસોડે જ લાગી જતી ને રાતે જેટલું બની શકે તેટલું મોડું થવા દઈ પરબારી પોતાને બીજા માળને ઓરડે ચાલી જઈ સૂઈ જતી.

## (૨)

'કેમ મોટી બાઈજી!' પખવાડીએ તો માંડ માંડ જીરવી શકાયેલ પ્રશ્નને લઈ એક સાંજે એક પડોશણ સગી આવી ચડી, અને વાતે વળગી, 'આ તો ગામમાં ભારી ચાલ્યું છે! શી બાબરતા છે આવડી બધી?'

'કશી નહિ બાઈ!' ગુલાબબા સાંજે પણ બાંગ ઘસતાં ઘસતાં થંભીને કહી ઊઠયાં: 'એક વાતની અમારાં

પિયરમાં તો સાત પેઢીથી ગાંઠ વાળી છે, કે અતિ રૂપ—અતિશે રૂપ ઘર-આંગણે લાવવું નહિ. મેં ચમનના બાપાને પેલેથી કહ્યું'તું, કે વાણિયા! વાણિયા, તમે વધુ પડતું રૂપ ગોતો મા; પણ ઇ ન માન્યા; ને મારી ઉપરવટ જઈ રૂપનો જ ઢગલો લઈ આવ્યા ચમન માટે. આ એનાં જ દુઃખ થયાં છે.'

'એમ કેમ બોલો છો મોટી આઈજી!' આવનારીએ ક્રોસ કર્યો, 'ચમનભાઈ શું ઓછા રૂપાળા છે? કોના ભાર છે કે તમારા ચમનભાઈને લગી જાય જેવી દીકરી જણે? એવી જણનારી તો હજી પાકી નથી આપણી હાલારની પ્રથમીમાં.'

'એ તો ઠીક છે બધું બાઈ! જેવી હું હોઉં એવું મારું પેટ પાકે. મારામાં શું એવું રૂપ બળ્યું'તું!' વિધવા ગુલાબમા એ બોલ બોલતી વેળા હતાં તેથી સવાયાં રૂપાળાં લાગ્યાં.

'એમ કેમ કહો છો? ચમન-ભાઈના રૂપ આગળ તો હાલારની છોડીઉં માતર પાણી ભરે. દેન નથી કોઈ નાગરની છોકરીની, કે ચમન-ભાઈથી ભૂલ ખાઈ ન જાય.'

'અરે બાપુ!' ગુલાબબાએ ગર્વમાં કહ્યું કે કુલેશમાં તે તેં ન સમજાય તેવો કોયડો રહ્યો, પણ એમણે કહ્યું: 'મારો ચમન થોડો ઓછો રૂપાળો હોત ને, તો તો હું પરભુનો પાડ માનત. નિશાળમાં છોકરાઓએ સખે ભણવા નથી દીધો, જાગીને સમો થયો ત્યાં તો સાધુઓ લઈ જવા ફર્યા, નાટક કંપની આવીને આંહીં પડાઉને ડેલે પડી'તી તે એણે ચમનને ફોસલાવવામાં બાકી ન રાખી, દીકરાને મારે આટલાં વરસ ડામણીમાં સાચવવો પડ્યો છે એ મુઈ મારી કૂખને પ્રતાપે જ તો! પણ હું તે મુઈ કરું શું! અમારા બાપને ઘેર સાત પેઢીથી નીમ, કે રૂપ ઘરમાં ન લાવવું, પણ મારી બાતું રૂપ પર-ણીને આવ્યા પછી જ ચોર જેવું ચાલીપા લપાઈને બેઠું તે બહાર નીકળી પડયું એમાં કોઈ શું કરે! પણ મેં કોઈ દી' મારા રૂપનું ગુમાન કર્યું નો'તું. ચમનના બાપાને જ ઇશ્વર માન્યા. પછી ભલે ઇ મને પરણી લાવ્યા ત્યારે સૌ કહેતું કે કાગડો દહીંથરું ઉપાડી આવ્યો! મારે તો ઈ કાગડો સાક્ષાત શ્રીકૃષ્ણ મહારાજ જેવો હતો. હવેલીએ જતી તોય એનામાં જ મનનો વાસો રહે એવું માગતી. સારા પ્રતાપ વ્રજવિહારી મહારાજના તે ચમન આડે વર્ષે આવ્યો. મેં તો વાંચ્છયું'તું કે છોકરો એના બાપ માથે જ ઊતરે, પણ તમારા સસરાએ મારાથી ઊલટું જ વાંચ્છયું, કે નહિ, બસ, ચમન એની મા માથે ઊતરે, એની મનછા ફળી. જેવો છે તેવો પણ મારો છે ને મારા ચમનને કોઈ વધુ પડતું રૂપ લઈ આવીને દુઃખ-કારે ઈ કેમ પોસાય? ચમનને જેમ પોસાયું હશે એમ થતું હશે બાઈ! વહુને એના વરે નોખી સુવા કાઢી તેમાં હું શું કરું? કાઢે ધણી હોય તો. પોતાનામાં પોતાપણું હોય તો વહુએ જ જઈને શરણાગત થવું જોવે ને!'

નીચે પરશાળમાં જ્યારે આ વાતો ચાલતી હતી તેજ વેળા લાડકી ત્રીજે માળે પતિનો પલંગ ઝાપટવા, દીવા બત્તી મૂકવા, પાણી વગેરેની વ્યવસ્થા કરવા ગઈ હતી. ઓચીંતી જઈ ચડી હતી. ત્યાં એણે જે જોયું તેથી સ્તબ્ધ બની ગઈ.

એક ગોરી યુવાન સ્ત્રીને દીઠી, મોં નહિ, પીઠ દીઠી. અરીસામાં જોતી જોતી, પીળા રેશમી ચણીઆ પર બાધણીની ઓઢણી ગોઠવતી, કાંચળી-આળા બાહુઓ ઘડીક ઢાંકતી તો ઘડીક ઉઘાડા કરતી, લટકાં કરતી—'

આ શું! આ ઓઢણી તો મારા જેવી, આ કમખો ને ચણીઓ પણ મેં પહેલી રાતે પહેરેલાં તેને જ મળતાં—ને આ મારો જ ટ્રંક ખુલ્યો પડયો છે શું!—હા, અરે, આ તો મારી જ બધી ચીજો! પતિએ કોઈ-રખાતને પહેરાવી છે શું?

પણ એ ક્યાં?

ઝાળ લાગી. ઊભી ઊભી અદશ્ય હત્યાગ્નિએ સળગી રહી હોઇ કંપવા લાગ્યા. ઝટ જાઉં, દોડું, એ પર-સ્ત્રીનાં કુલટાનાં ઝંટીઆં પીંખું—

ઝંટીઆં પીંખવાના વિચારની સાથે જ દૃષ્ટિએ એ સ્ત્રીના માથા તરફ દોટ દીધી. અને એણે દીઠાં નહિ—ઝંટીઆં કે કેશ દીઠા નહિ. એણે દીઠી બાબરી જ ફક્ત

—ને અરીસા સામે ઊભેલ સ્ત્રીએ લાડકી તરફ મોં ફેરવ્યું. શરમથી એ મોં પાછું ફરી ગયું તે પૂર્વે તો લાડકીને સ્પષ્ટ દેખાયું.

એ સ્ત્રી નહોતી. ખુદ ચમનલાલ હતો. ને એણે ધારણ કરેલા પોશાક લાડકીના પોતાના જ હતા.

સ્ત્રીવેશધારી પતિ સંતાઈ ગયો, ને લાડકી નીચે ઊતરી ગઈ.

(૩)

તે પછી તો એણે ચમન ઘરમાં ન હોય ત્યારે જ પતિનો શયન-ખંડ સાફસૂફ કરવાની ચીવટ

રાખી. ચમન નિયમિત પેઢી પર જાય છે, નિયમિત ખાયપીએ છે ને નિયમિત સભા સમિતિઓ તેમજ કોર્ટ કચેરીઓમાં હાજરી આપે છે; નહાવું ધોવું, સ્વચ્છ સુઘડ કપડાં પહેરવાં, હજામત કરાવવી, ઘરની જરૂરીઆતોની ખરીદી કરવી, મહેમાનોને સાચવવા, એકેએક કામમાં ચમન નિયમિત અને અંગ્રેજીમા જેને 'નોર્મલ' કહે છે તેવો રહે છે. માત્ર સૂર્યાસ્ત પછી ચમન જુદી સૃષ્ટિનો માનવી બની રહે છે. એ સૃષ્ટિ એના ત્રીજા માળના ઓરડામાં વાસો કરે છે. એ દુનિયામાં પ્રવેશ કરવાને માટે આલીશાન મકાનને પાછલે ભાગે બારણું આવેલુ છે. દીવે વાટો ચડે છે. અને એ પાછલા બારણાનો અવરજવર મચી રહે છે, ત્યાંથી ચાલ્યા આવે છે—એ શહેરના ઉતારમા ઉતાર ચાર–છ જુવાનો: પાનપટ્ટી ચાવતા ચાવતા, પિચકારીઓ લગાવતા લગાવતા તેઓ જે દાદરથી ઉપર જાય છે તે ઘરમાં કામકાજ કરતી લાડકી વહુ જોઈ શકે છે, પોતાના બીજા માળના ઓરડાની બારીઓ પણ ચાડિયણો છે. એ ચાડિયણોને લાડકી બંધ કરીને ચુપ મરી રહેવાનું શીખવે છે.

અને 'આવો' એવો જેનો મુખબોલ શહેરના ચમરબંધીઓને પણ દુર્લભ છે તે ગુલાબબા આ સર્વને સાંજે સત્કારતાં : 'આવો ! અફલાતૂન ભાઈ આવો ! સતાર ભાઇ, આવો. આવ હડીઆ,-આવ ચંદુડા ! એવા બોલે લરી પડે છે. વહુ જ્યારે નીચે ઘરકામ કરતી હોય છે ત્યારે ગુલાબબાનો ચોકડો નીચે પરશાળમાં જ હોય છે, વહુને રેઢી મૂકીને ડગલું પણ દૂર થવું એ તો ઝવેરાતના દાબડાને ઉઘાડો રાખીને અળગા જવા બરોબર છે એમ પોતે સમજે છે. 'રૂપ ! ચાડી ! અતિશે રૂપ તો સાપના ભારા છે.' એ ગુલાબબાનો મુદ્રાલેખ બની ગયો છે.

ગુલાબબાની આ બીક, દિનપ્રતિદિન શરાફી વ્યાજ સિકે વધતી જાય છે તેમા પણ તેમનો દોષ નથી દોષ લાડકી વહુનો છે. વહુનું શરીર ઊતરતુ નથી, રૂપની કોર સુદ્ધા સુકાતી નથી, વહુ તો સંપૂર્ણ સૌભાગ્ય ભોગવતી સદ્ભાગ્યવતી હોય તેવી નીતર્યા જ કરે છે. નથી ક્યાંય બહાર જતી આવતી, નથી કોઇ જોડે બહેનપણાં, નથી કોઇ આવે તેની સાથે એકાંતે સુખદુઃખની ગોઠડી કરતી, ને નથી કોઈ ને 'આવો' કહેવાનો પણ અધિકાર માગતી. નથી માંદી પડતી, નથી ઓછું અદકું અન્ન ખાતી, નથી કલેશ કરતી, રડતી કે વાદપ્રતિવાદ મચાવતી. નથી નિસાસા પણ નાખતી, નથી કોઈનાં છોરૂ દેખીને વલોપાતે ચડતી, આવી વહુના રૂપના તે શા ભરોસા ! નહિને કોઇક દી' ઓખર કરવા જાય તો ! મોટા ઘરની કીર્તિ માથે પાણી ફરી વળે. માટે રૂપનાં તો રખવાળા કર્યે જ છુટકો મારી બાઇ, ! અતિશે રૂપ કાંઇ સારા છે બાપુ !

એક વાતનું મહાસુખ હતુ. લાડકી વહુને પિયરમા ચીતળના પાદર જેવુ કોરૂ ધાકોર હતું. ન કોઈ કાગળની ચબરખી પે લખનાર કે ન કોઇ સારેમાઠે પ્રસંગે તેડું કરનાર. અડીને કોઇક કોઇક સગાં હતાં, તે શહેરમાં આવે ત્યારે હાઉકલો કરી જતાં. એમને 'આવો ! ' કહેનાર તો ગુલાબબા જ બેઠાં હોયં ને બા આઘાપાછાં હોય તો 'આવો !' ન કહેતાં તુરત લાડકી વહુ અંદર જઇ બાને જ તેડી લાવતી. બાના આવતાં સુધી મહેમાન ફળીમાં જ ઊભો ઊભો, સિગ્નલ બહાર ઊભી રહેલી રેલગાડીની દશાને યાદ કરતો.

પણ પછી તો વાટ જોઈ જોઇને બેઠેલું ગામલોક પણ કંટાળ્યું. વાટ હતી લાડકી વહુના ઓખર કરવા નીકળવાની. આજ પડશે, કાલ પડશે, પાચે પંદરે પણ પડ્યા વગર થોડી જ રહેશે ! એવું બોલનારા લોકો જર્મની જપાનના પરાજયમાં બ્રહ્માંડ ફર્યે ય ન માનનારાઓની માફક આખરે ભોઠા પડયા. ને 'એવુ' જો બને તો એમાં બાયડીનો વાંક પણ શું ! મોટા મુનિવરો પ તૂટ્યા છે અને સતી સાધ્વીઓના પણ ગર્વ છુટયા છે' એમ કહી હાટડે, દુકાને, કારખાને, લાતીમાં ને મંદિરમા, ઘાણીએ ને ચકીએ બેઠેલાં માણસો લાડકીને ઓળખ્યા પાળખ્યા વગર પણ એનો પક્ષ લેવાની તકની રાહ જોતા હતા. પણ મહિનો માસ, છ બાર માસ, વરસ વળોટ, બે પાંચ વર્ષ—એટલી મુદત તો ગામનાં એકાદ અણદીઠેલ માનવીના સતના પારખાની વાટ જોવા કોણ નવરૂં હોય? ગુલાબબાના બાકીના દીકરાઓ પણ એક પછી એક સારે ઠેકાણે પરણી ગયા, પરણેલાની વહુઓની એક પછી એક અઘરણીઓ આવી ગઈ, નાનેરી વહુઓને ખોળે બેટડા રમતા થયા, એ લગ્નો, સીમંતો, પુત્રજન્મો, આણાંપરિયાણાં અને ઊજવણામા પણ લાડકી વહુ એવી ને એવી ઊભી રહી,–પછી તો વાટ જોઈ રહેનારાઓને ખાતરી થઈ કે લેવા દેવા વગરનાં આપણાં કામકાજ

મોટી થાય છે. ખીડીઓ વાળનારા પણ પછી તો જુદી વાતોએ ચડી ગયા.

આમ અગ્નિ-કુંડમાં જીવવું એ લાડકી વહુને માટે જેટલું મુશ્કેલ નહોતું તેટલું તો આ લોકોને લાડકી વહુનું અડગપણું માનવું મુશ્કેલ બની ગયું. છેવટે એક મતભેદ પર આવીને સૌ ઊભા રહ્યા. એક પક્ષ કહે કે વહુ પોતે જ છે બીજી જાનકી, ને બીજો પક્ષ કહે કે નહિ, એ તો અડીખમ ગુલાબ શેઠાણીની સાતધરી ચોકીને આભારી છે. ભોંમાં જીવતી ભંડારી દ્યો, જીવતી! જાણો છો? પોતાના સગા ધણી લેરા કપાસીને જ નો'તુ પાઈ દીધું ઝેર! અમથી કાંઈ વહુ સતી બનીને નથી બેઠી.

## [૪]

પાંચ વર્ષ વીતી ગયાં હતાં. આખું શહેર ચમન-લાડકીની સમજીવનની લીલાથી વાકેફ હતું. આખા પ્રદેશને જાણ હતી કે લેરચંદ કપાસીનું મોત તે રાજકોટથી અવારનવાર આવનાર એક દાક્તર સ્નેહીને કારણે નીપજેલું કમોત હતું, ને એ નીપજાવનાર ગુલાબબા હતાં, કારણકે કોઈ દી' નહિ ને એક કમનસીબ કાળ-દિને લેરા કપાસીએ આ દાક્તર સ્નેહીના નિયમિત છેક રાજકોટથી થાત આવનજાવન સામે અણગમો બતાવવાની જરીક જીભ જ કચરી હતી આખું શહેર આ ઘરની લલેતપ વાત જાણતું હતું, તે છતાં નવું ટીખળ વહેતું મુકાયું.

'ગુલાબ બાઈજી!' સારા ઘરની એક સ્ત્રીએ જઈને સોયમાં દોરો પરોવ્યોઃ 'આ તે કંઈ જીવને સારું લાગે?'

'શું?'

'ચમનભાઈનો વેલો જ શું વિના કારણ બળી જાવા દેવો છે?'

વિજળીની ચાંપ દબાઈ હોય તેમ ગુલાબ શેઠાણી ઝબક્યાં અને ધીરે રહીને બોલ્યાં:

'આપણે જાણ્યું કે આજ નહિ તો કાલ, કાલ નહિ તો પરમે, પાંચે પંદરે બધુ સરખું સુતર થશે ને ને શ્રીનાથજી સૌનું પેટ ઠારશે'

'ચમનભાઈ તો જોગંદર જેવા છે, ઈ તો આયખું કાઢી નાખશે મોટી બાઈજી, પણ એના વેલાનો રયો-વોક!'

'ચમનને સમજાવીએ બાઈ! માને તો સારું.'

ટીખળમાંથી તો ગંભીર તત્ત્વજ્ઞાન પાણીમાથી બરફ જામી જાય તેમ જામી પડયું. ગુલાબ શેઠાણીએ ચમનભાઈનો નવો સંસાર મંડાવવાની વાત સાથેસાથ જોરશોરથી વહેતી મૂકી. અને આખા શહેરમાંથી, સમાજમાંથી, કુટુંબમાથી એક કરતાં એક પણ માણસ ના પાડનારો ન મળ્યો. ઊલટું, 'હા, શા સારુ ને! હજી તો ઊગીને ઊભો થાય છે ભાઇ! ને આ ઘરમા કયાં સાંકડ થઈ જવાની છે!' એવી ટાપસી પુરનારા સૌ જણ મળ્યા. દુનિયા ખરેખર ટીખળી છે.

એકાદ મહિનામાં તો ચમનભાઇને કન્યા દેનાર બાપ પણ જડી ગયો. અને ટીખળની અવધિ તો એ થઈ, કે ૪૦ વર્ષના પુરુષને ૨૪ વર્ષની કન્યા સાથે પરણતો અટકાવવા એ 'કુમળી કળી'ના જે તારણહારો 'પ્રચંડ જુમેશ' કરવા નીકળી પડતા તેમને આ ચમનભાઇના લગ્નની વાત પચી ગઈ. ત્રીજે દિવસે તો શ્રીફળ આવવાનું હતું.

આ બધું લાડકી વહુએ પણ જાણ્યું. છતાં સાંજના રાંધણાના સ્વાદમાં કોઇએ કશો ફરક જોયો નહિ. સાંજે આપ્તાતુર સતારીઓ વગેરે ચમનભાઈની મિત્રમંડળી પિચકારીઓ જગાવતી ઉપર ચડી તેમને માટે ખાણીપીણી બનાવીને પણ રોજની જેમ એણે મોકલી. રાતે એ સુવા ગઈ, અને સવાર સુધી એના ઓરડામાંથી કશો નવીન સંચાર કોઈ કાન માંડવા છતાં સાંભળી શક્યું નહિ. પરોઢિયે એ ઊઠતી હતી તે પ્રમાણે જ ઊઠી. અને ચા પાણી પત્યા પછી ચમનભાઈને બદલવાનાં કપડાં પણ એણે આપ્યાં, કામનાં બહેન શાલતી વેળા એકાદી વાર હડી પડી પણ ગઈ નહિ. ઘરમાં જે જે લાવવા કરવાનું કહેવાનું હતું તે પણ એણે બાની મારફત કહેવરાવ્યું અને બાકીની દિનચર્યા પણ આખો દિવસ સૂર્ય જે નિયમિતતાથી આકાશને અટા લઇ રહે છે તે જ નિયમિતતાથી ચાલુ રહી.

પછી તે રાતે ચમનના ઊંઘવા ટાણે લાડકીએ પતિના શયનખંડમાં પગ દીધો, ત્યારે એના પગનાં તળીઆં હેઠળથી એક હજાર આઠસો ને ત્રીશ રાત્રિઓ સળવળી ઊઠી પાંચ વર્ષે પોતે આ ગ્થળે ધણીની હાજરી હોય ત્યારવેળાના રાત્રિના પ્રહરમાં બીજી વાર પ્રવેશ કરતી હતી.

ચમનભાઇ ચોંકી ઊઠયો. એ જાણે મારવા આવી હતી! ખંજર લઈ આવી હતી. અગર ધણીની ફરજ પોતે જ પ્રાણ કાઢવા આવી હતી! ભયભીત બની ઊઠયો ને દૈવતવિહોણી એની અમાપ્રુસાઈ બોલી ઊઠી 'પણ-પણ-શું છે-તે—!'

'બીઓ મા.' લાડકીએ કહ્યું : પત્ની તરીકેનું આ એનું, જીવનમાં પહેલું જ સંભાષણ હતું : 'હું એટલું જ કહેવા આવી છું, કે એકનો ભવ તો બગાડયો, હવે બીજાનો શીદ બગાડવા ફર્યા છો ?' અને એ બોલતાં બોલતાં એની આંખના ઘુમાડામાથી બે જળબિન્દુઓ બંધાઈ ગયાં. બેબાકળો પુરુષ–સતાવીશ વર્ષની વયનો છતાં એક બીધેલા બાળકની જેમ બોલી ઊઠયો:—

'તું–તું–તું–શું કહી દઈશ સૌને ?'

'રામ રામ કરો. હું કોઈને નહિ કહું. મારા કહેવાની બીક બતાવવા નથી આવી. હું તો કોઈને નહિ કહું. તમને પરણવા જ દઈશ, ગીતો પણ ગાવા સૌ ભેળી બેસીશ. માટે મારાથી બીશો નહિ. તમારી જાતથી જ બીજો. બીજાનો ભવ શું બગાડવો છો ?'

એટલું કહીને એ દાદર ઊતરી ગઈ ને પોતાને ઓરડે જઇ સૂઈ રહી.

પ્રભાતે ઊઠીને એ પચીશ–ત્રીશ પરોણાઓને માટે કબાટમાંથી કપ–રકાબી કાઢતી હતી, શુનાબદાની વગેરેની સજાવટ કરતી હતી, ગોર આવી પહોંચ્યો તેને માટે કંકુ, ચોખાની થાળી અને ગોળ–ધાણાનો ખુમચો ભરતી હતી, તે વખતે ચમને બહારથી આવીને ચાકળા પર બેઠેલાં અડીખમ રાજરાણી જેવાં શુન્નાબબાને કહ્યું :

'બા, બધું બંધ રહ્યું છે. હું જઈ આવ્યો કાકાની પાસે, અને કહી આવ્યો.'

'તું શુ કહી આવ્યો ?'

'કે બંધ રાખ્યું છે.'

'તુ ! તું ! તું–તું આ શુ બોલ છ ? તું ઊઠીને કરી આવ્યો–તું ઊઠીને ? કપાતર !'

દરમ્યાન તો પસીને રેબઝેબ થતો ચમન ઉપર ચડી ગયો. અને શુનાબબાની તથા લાડકી વહુની આંખો સામસામી સામટી સો સો તલવારો અફળાવી રહી.



## बापू की कहाणी [પાન ૫૨૯ થી ચાલુ]

[૩]

મિ. કિવને બાપુને કહ્યું કે 'હું ગુજરાતી લખાણ વારંવાર વાંચી શકું એ માટે એક વાક્ય કાગળ પર લખી આપો.' બાપુએ એને લખી આપ્યું. "કેદીઓ પર પ્રેમ કરો અને કોઈ કારણસર મનમાં ગુસ્સો આવી જાય તો ગમ ખાઈ જઇને શાંત થઈ જવું.'

આ મિ. કિવન પાછળથી જ્યારે વિસાપુર જેલમાં સુપરિંટેંડેંટ થયા અને ગુજરાતના રાજદ્વારી કેદીઓ ત્યાં ગયા ત્યારે એક પ્રસંગ પર કિવનને બહુ જ ગુસ્સો આવ્યો, અને રાજદ્વારી કેદીઓએ પણ એને એટલો ખીજવ્યો કે કદાચ ગોળીબાર પણ થઈ બેસે. પણ મી. કિવન પાસે જેલમાંથી લખી આપેલ પેલો ગુજરાતીમાં લખેલ વાક્યવાળો કાગળ હતો. એને એણે વારંવાર વાંચ્યું. શાંત થયો અને એણે સત્યાગ્રહીઓની માફી પણ માગી.

* * *

એક વાર જેલના એક એંગ્લો ઇન્ડિયન નોકરે બાપુ પાસે Autograph–સ્વાક્ષરી–માંગી. બાપુએ લખી આપ્યું, 'It does not cost to be kind' દયાળુ થવામાં કશું ગુમાવવાપણું નથી–

એ જુવાને મને ઘણીવાર પછી કહ્યુ કે આ વાક્ય વાંચ્યા પછી મારો સ્વભાવ જ આખો બદલાઈ ગયો.



[ જીવનના વિવિધ પ્રશ્નોની સર્વગ્રાહી સમીક્ષા કરતાં શ્રી. બબલભાઈનાં દૈનિક ભીંતપત્રો એમનાં ગામડાંનાં પ્રજાજનોને જેટલાં ઉપયોગી છે, એટલાં જ રસપ્રદ અને અભ્યસનીય એ ગુજરાત-ભરનાં ગામડાંઓ માટે છે. સમાજ, રાજકારણ, ધર્મ ઇત્યાદિના રોજ-બ-રોજ ઊઠતા પ્રશ્નોની આવી વિશદ છણાવટ વાચકોને સાચી દૃષ્ટિ આપનારી બનશે. —સંપાદક ]

# લોકશિક્ષણ

[ ભીંતપત્રો મારફત ]

બબલભાઈ મહેતા

[૧]

## અણુબૉમ્બની શોધ અને જાપાનની શરણાગતી

અમેરિકાએ સર્વવિનાશક અને મહાભયંકર અણુ બૉમ્બની શોધ કરી અને એક નાના દડા જેવડા બૉમ્બ-થી જાપાનનાં મોટાં મોટાં શહેરોને બાળી નાખ્યાં ને આજુબાજુના પ્રદેશને હચમચાવી મૂક્યો.

આ સામે ટકી નહિ શકાય એવું માનીને જાપાનની સરકારે મિત્ર રાજ્યોની શરણાગતિ સ્વીકારી છે. આ રીતે આખી દુનિયાને ભરખી રહેલા મહાયુદ્ધનો છેવટે અંત આવ્યો છે. આ શાંતિ કાયમની નહિ ગણી શકાય કેમકે ફરી પાછા, જાપાન અને જર્મની વેર લેવા ઊભાં નહિ થાય એની શી ખાત્રી છે? મિત્રરાજ્યો પણ અંદરઅંદર નહિ જ લડી પડે એની પણ શી ખાત્રી છે? એમ છતાં આ યુદ્ધના અંતથી પ્રજાઓને તાત્કાલિક રાહત તો મળશે જ એ એક આનંદની વાત છે.

જો કે આપણે ત્યાંની બધી પરિસ્થિતિ સામાન્ય અને સરળ બની જતાં પહેલાં હજુ સહેજે છ બાર માસ આ સરકાર કાઢી નાખશે એવાં એનાં લક્ષણ જણાય છે.

અણુ બૉમ્બની શોધથી મિત્ર રાજ્યો આજે રાચે છે. એની ઉપયોગીતા વિષે પણ અનેક આગાહીઓ કરવામાં આવે છે. એની ઉપયોગીતા તો સિદ્ધ થવાની હશે ત્યારે થશે, પણ એણે આજથી જ દુનિયાના મહાવિનાશનાં પગરણ શરૂ કરી દીધાં છે; એ જાણીતી વાત છે.

તા. ૧૭-૮-૪૫

[૨]

## શ્રી. નાનાભાઈ ભટ્ટની સોનેરી સલાહ

ગઈ પંદરમી તારીખે સ્વ૦ મહાદેવભાઈ દેસાઈ સંવત્સરીને પ્રસંગ બોચાસણ (તાલુકે બોરસદમા) ગુજરાતના એકનિષ્ઠ અને માન્ય કેળવણીકાર શ્રી. નાનાભાઈ ભટ્ટના શુભ હસ્તે સમગ્ર ગ્રામસેવા વિદ્યાલયની ઉદ્ઘાટન ક્રિયા થઈ.

એ પ્રસંગે એમણે વિદ્યાર્થીઓને તેમજ ત્યાં આવેલા મહેમાનોને બહુ સુંદર શિખામણ આપી એ વખતે એમણે જણાવ્યું કે સીધી સપાટી ઉપર એકાએક કદી ઊંચું શિખર પેદા નથી થતું. પણ આજુબાજુ ઊંચાણવાળો પ્રદેશ હોય એમાંથી જ એકાદ જગ્યાએ ઊંચું શિખર બને છે. એમ ગુજરાતના આ ગ્રામસેવક વિદ્યાલયમાંથી આદર્શ ગ્રામસેવકો જોઈતા હોય તો એ વિદ્યાલયની આજુબાજુ રહેનારા આપણે સૌએ પણ આપણા જીવનમાં એની પાછળ રહેલી ભાવના ઉતારવી પડશે.

એમણે એમ પણ કહ્યું કે આ યુદ્ધ પૂરું થયું છે, એટલે હવે આપણે ત્યાં દસબાર માસ ફેલાશે એથી આપણાં બજારો ઊભરાઈ જશે. થોડા દિવસ સોંઘવારી પણ દેખાશે, પણ સંભવ છે કે હવે એ લોકો જાપાન ઉતરતું એમ એક બીજા સાથે હરીફાઈમાં ન પણ ઉતરે અને વેપારની વહેંચણી કરી લે તો તેઓ આપણી પાસે એમના માલની મનફાવતી કિંમતો વસુલ કરી શકે.

એ મોંઘવારીથી બચવાનો આપણે માટે એક જ ઉપાય રહેવાનો છે. સ્વદેશી અને ગ્રામઉદ્યોગની ચીજોનું ઉત્પાદન અને એની વપરાશ. એટલે પ્રજાએ આજથી જ એ બાબતમાં સાવધ થઈ જવાની જરૂર છે.

તા. ૧૮-૮-૪૫

૩

## બાલવાડી ફરી શરૂ થવાની છે

આપણે ત્યાં ૧૯૪૨ પહેલા ચાલતી એ બાલવાડી ફરી શરૂ થવાની છે. એની તૈયારી પૂરી થશે એટલે ખબર આપવામાં આવશે.

આપ સૌ જાણો છો કે બાલવાડીમાં કાંઈ સ્લેટ, પેન કે ચોપડીઓ વતી ભણવાનું નથી હોતું. બાલવાડીનું બીજું નામ કહેવાય સંસ્કાર-કેન્દ્ર. બાળક સામાન્ય શાળાએ જતો થાય એ પહેલાં એનામાં સારા સંસ્કારો પડે અને એના મનમાં શાળા વિષેનો ખોટો ભય દૂર થઈ

જોય એ બાબતમાં આ બાલવાડી સારો હિસ્સો આપી શકે છે.

બાલવાડીમાં આવનારું બાળક સ્વચ્છ બનશે· વિનયથી બોલતાં ચાલતાં શીખશે. એના ઉચ્ચારણ તથા ભાષામાં શુદ્ધિ આવશે અને બીજી કેટલીક સારી સારી ટેવો તથા ઉચ્ચ સંસ્કારો એનામાં પડે એવા પ્રયત્નો થશે. આટલું થાય તો હુ તો ઘણું માનુ.

બાલવાડીમાં ૪ અને ૫ વર્ષની ઉમ્મરનાં બાળકોને દાખલ કરવામાં આવશે. જે વાલીઓ બાળકને દાખલ કરાવવા ઇચ્છતાં હોય તે બાળકને લઇને મને મળી જાય અને નામ ઠામ નોંધાવી જાય.

તા. ૨૦–૮–૪૫

૪

## સોબત તેવી અસર

માણસે જેવા થવું હોય એવી સોબત શોધવી જોઇએ, કેમકે માણસના જીવન ઉપર સોબતની બહુ અસર થાય છે.

સારા અને સંસ્કારી કુટુંબના બાળકો ખરાબ સોબતથી ચોરી કરનારા, દારૂ પીનારા, લંપટ, વ્યસની અને સટ્ટામાં પાયમાલ થઇ ગમાના દાખલા આપણને જોવા મળે છે. અને વારસામાં ભારે સંસ્કાર વિદ્યા કે ધન ન હોય એવાં બાળકો પણ સારી સોબત મળવાથી ઉચ્ચ સંસ્કારવાળાં, વિદ્વાન અને સારી સ્થિતિનાં બનેલાં પણ જોવા મળે છે.

આપણે આપણાં રોજીંદા જીવનમાં જ નથી જોતા કે આપણાં બાળકો ગંદા, ગાળો બોલનારા અને ખાઉધરા છોકરાઓ સાથે રમતા હોય છે, તો એમને પણ એવી ટેવ પડે છે. અને સંસ્કારી બાળકો સાથે રહેવાથી એમનામાં પણ સારા સંસ્કારો આવે છે.

નાના બાળકો જ નહિ પણ મોટાઓ માટે પણ "સોબત તેવી અસર" એ અનુભવી વાક્ય અક્ષરે અક્ષર સાચું છે.

તા. ૨૨–૮ ૪૫

૫

## નિશાળે ગયા પહેલાનું શિક્ષણ

જો આપણે એવું માનતા હોઇએ કે બાળક નિશાળે જાય પછી જ ભણવા લાગે છે, તો એ મોટો ભ્રમ છે. બાળકનું ભણતર તો એ જન્મ્યું ત્યારથી શરૂ થઈ જાય છે એ વખતે એનાં શિક્ષક એનાં માબાપ અને ઘરનું વાતાવરણ બને છે. માબાપ અને વાતાવરણ જેટલાં સંસ્કારી હશે, એટલા સુસંસ્કારો બાળકમાં ઉતરવાના. એમાં દોષ હશે તો એ પણ બાળકમાં આવવાના, એટલે જ ઘરમાં બાળક જન્મે એ સાથે જ માબાપની જવાબદારી વધે છે. બાળકને ખાતર પણ આપણે આપણી ભાષા, વર્તન, અને રહેણીકરણી ઉપર યોગ્ય નિયમન મુકવું જોઇએ.

સારુ કે નરસું આપણાં ઘરમાં જે હશે એ બાળકને મળવાનું જ. દરેક બાળક આ રીતે જ ઘડાય છે. ઘરમાંથી બાળકને કુટુંબભાવના, એક બીજા માટે ઘસાવાની વૃત્તિ અને પ્રેમ મળે છે. કુટુંબનો એ મોટામાં મોટો ફાળો છે. કોઈ શાળા એની ખોટ પૂરી નથી પાડી શકતી.

બાળક ઘરમાં ભાષા પણ ક્યાં ઓછી શીખે છે? આપણી દુનિયાથી બિલકુલ અંજાણ્યું બાળક જન્મ્યા પછી બે ત્રણ વર્ષમાં જ કેટકેટલી ચીજ વસ્તુઓ અને એનાં નામઠામથી પરિચિત થઈ જાય છે?

નાક છીંકવાનું, ન્હાવા ધોવાનું, ખાવાનુ એ બધું જ એ ઘરમાં શીખી જાય છે. ત્યારે શું ઘર એ જ એક મોટી શાળા નથી? બાળકને બહુ નાની ઉમરે ઘરથી અલગ કરવું એને હું તો ગુન્હો સમજું છું, કેમકે ઘરની ખોટ કોઈ પણ શાળા પુરી શકતી જ નથી.

આપણા ઘ'ની રીત રસમોમાં બાળકને કોઈ જાતનું કુશિક્ષણ ન મળી જાય એટલો ઘરમાં સુધારો કરી લેવો જોઇએ બાળકનો સ્વભાવ એવો હોય છે કે સારી કે ખરાબ જે કોઈ બાબત એ જુએ છે, એનું એ અનુકરણ કરે છે, એટલે એને સારું અનુકરણ કરવા મળે એવુ જ કરો.

શાળાએ ન જતા ૪–૫ વર્ષના બાળકનો ઘર ઉપરાંત દિવસમાં બે ત્રણ કલાક માટે બાળકના સમૂહજીવનનું, અને સારા સંસ્કારો મળી રહે એ માટે બાલવાડી એક સુંદર સાધન છે, પણ માબાપ અનુકૂળ વાતાવરણ ન બનાવે તો બાલવાડી કે શાળા કોઈ બહુ વધારે ન કરી શકે.

તા. ૨૬–૮–૪૫

૬

## હિંદનો એક બહાદુર વીર ગયો

છાપાંઓ સમાચાર આપે છે કે શ્રી. સુભાષચંદ્ર બોઝને વિમાનમાં અકસ્માત થયો અને સારવાર અર્થે હોસ્પિટલમાં લઈ ગયા ત્યાં એમનું અવસાન થયું છે.

શ્રી. સુભાષ બાબુની સેવાઓ ઘણી છે. એમણે લગભગ આખી જીંદગી સરકાર સામે લડતાં લડતાં જેલમાં ગાળી છે. એક વખત એ

હિંદી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ પણ થયા હતા.

એમનો રસ્તો જરા જુદો હતો. કહેવાય છે કે એ જપાનની મદદ મેળવીને હિંદને મુક્ત કરવા માગતા હતા. એમના એ વિચારથી ભલે આપણે જુદા પડતા હોઈએ, પણ એમણે દેશની આઝાદીના પ્રયત્નમાં જે જે વેઠયું છે અને આપભોગો આપ્યા છે, એની પાસે આપણુ મસ્તક હમેશાં નમવાનું એવા બહાદુર પુરુષોના જીવનમાંથી આપણે દેશ ખાતર ફના થવાની તમન્ના કેળવવી જોઇએ.

૭

## મનુષ્ય યત્ન અને ઇશ્વર કૃપા

મને કેટલાક ભાઈઓ તરફથી પૂછવામાં આવે છે કે આ માતાઓ ધૂણે છે, એ શું સાચુ છે?

મારો એ બાબત એક જ જવાબ છે કે એ શ્રદ્ધાનો વિષય છે. જેને શ્રદ્ધા હોય એને સાચું લાગે. જેને શ્રદ્ધા ન હોય એને સાચું ન લાગે એ બાબત કોઈએ કોઈના ઉપર દબાણ કરવુ ન ઘટે.

પણ મારી પોતાની એવી માન્યતા છે કે આપણે જેને પરમાત્મા કહીએ છીએ એજ મહાશક્તિ છે. એ શક્તિ વડેજ પાંદડું સરખું હાલી શકે છે. એના જીવાડયા જ આપણે સૌ જીવીએ છીએ.

પણ એ પરમ શકિતએ કેટલાક અચળ કાયદાઓ કર્યા છે એ પણ ભૂલવા ન જોઇએ. ઊ૦

(૧) કરેલા કર્મનો બદલો ભોગવવો જ પડે

(૨) મનુષ્ય યત્ન અને ઇશ્વર કૃપા.

આ બેમાં એકયમાથી છૂટી શકાય એમ નથી. માણસ કહે કે હું જ બધું કરી શકું છું. ઇશ્વરી શકિત જેવી કોઇ ચીજ જ નથી તો એ નર્યું અભિમાન થયું. માણસ કહે કે નશીબમાં જે લખ્યું હશે તે થશે, હું શુ કરું? તો એ પાંગળાપણું થયું. નશીબ તો ખરું. પણ પહેલો પુરુષાર્થ કર્યા પછી. જો પુરુષાર્થ કરવાનો ન હોત તો ભગવાને માણસને હાથ પગ કે બુદ્ધિ આપ્યાં જ ન હોત.

આપણા સમાજમાં ધર્મની શ્રદ્ધા ઊંડી છે અને એમાં આપણું બળ રહેલ છે, પણ એ શ્રદ્ધા આંધળી ન હોય તો જ. ગઈ કાલે જ અમે ભાગવતની કથા વાંચતા હતા એમાં આવ્યું હતું કે સમજ વિના ગાડરિયા પ્રવાહ પ્રમાણે અને દેવ કોપશે એ ડરથી ચાલી આવતી ઇન્દ્રની પૂજા બંધ કરીને ગોવર્ધન પર્વતની પૂજા શરૂ કરવા માટે શ્રી. કૃષ્ણભગવાન નંદરાયજીને કહે છે કે "કોઈ પણ દેવનું પૂજન સમજ, પ્રેમ અને શ્રદ્ધા પૂર્વક થાય તો જ એમાં ધર્મ છે. દેવો માત્ર પરમ ભગવાનના અંશો માત્ર છે. તેમની દ્વારા આપણે ખરી રીતે તો ભગવાનનું જ પૂજન કરીએ છીએ, એટલે કોઇપણ દેવને સ્વતંત્ર રીતે કોપ કરવાનો અધિકાર નથી. બીકથી પાળેલો ધર્મ એ ધર્મ નથી. એવા ધર્મપાલનથી તો આપણી સત્વહાની થાય." ઉપરના ભગવદ વાકય ઉપરથી આપણે એટલો સાર તારવી શકીએ કે દેવદેવીઓની પૂજા અંતરની સાચી શ્રદ્ધાથી કરવી જોઇએ. એ કદી ડર બતાવે નહિ દુનિયા તો ઇશ્વરી શકિતએ ઘડેલા કર્મના નિયમ પ્રમાણે જ ચાલ્યા કરે દેવદેવીઓને લાલચ પણ ન હોય. એટલે એમને લાલચ આપીને ખુશ કરવાપણું પણ ન હોય. હજાર પાપ કર્યા પછી કોઈ એકાદ તોરણ બાંધીને કોઈ દેવીને ફોસલાવવા નીકળે એમાં ધર્મ ક્યાં રહ્યો? અને દેવદેવી એ રીતે ફોસલાતાં પણ નથી.

આપણો સમાજ નશીબવાદી બની ગયો છે, એથી જ એની પાની થઇ છે. "જેવું નશીબ" એમ બોલીને એ લોકો હાથ જોડીને બેસે છેઃ સાચો પુરુષાર્થ કરવાને બદલે દોરા ધાગા અને માનતાઓ માનીને સહેલા લાભ મેળવવા નીકળી પડે.

પણ માતા તો મહાશક્તિનો અંશ છે. એ મંગળમય છે. એ બધુ જાણે છે. એ કોઈની લાલચથી લલચાતી નથી કે કોઇને કાંઈ મેળવવા ડરાવતી નથી. એ પાંગળા ડરપોક કે લાલચુ લોકોને પસંદ પણ કરતી નથી

શિવાજી મહારાજ અંબામાતાના ભકત હતા, પણ એ કદી સ્વાર્થ ખાતર માનતાઓ માનવા નહોતા બેસતા. એ પુરુષાર્થ કરતા અને પછી માતાની કૃપા અવતરતી. 'મનુષ્ય યત્ન' અને 'ઇશ્વર કૃપા' એ બન્ને વચનો સાથે જ જાય છે. યત્ન વિના કૃપા આવતી જ નથી.

તા. ૨૫-૮-૪૫.

૮

## ચેતવા જેવું ક્યાં છે?

માતા તો આપણને સુખી, સમજવાળા અને બળવાન બનાવવા માગે છે પુરુષાર્થી બનાવવા માગે છે, પણ કેટલાક જગ્યાએ એથી ઊંધું જ બને છે.

માસરામાં મેં જોયું છે કે ત્યાં ફળીએ ફળીએ અને ખેતરે ખેતરે માતાઓ છે અને ઘેર ઘેર ધુણાઓ છે અને દિવસમાં વખત એ ધુણાઓ

ધૂણે છે કોઇને તાવ આવ્યો તો પણ માતાનો ગુન્હો થયો હોય, કોઇને ગુમડું થયું તો પણ માતાની ગાંઠ નીકળી ગણાય. આમ આખા ગામને વહેમ અને ભયથી ભુવાઓએ ઘેરી લીધું હતું. માતાને દારૂ પાય, માતાને પાડા બકરાનો ભોગ ધરાય, અને પંદર દહાડે એકાદ પરચું કાઢીને માતાનો રથ ફરાવે, બાધા કરે કે મરવું વગેરે. જેમ વૈદ દાક્તરોની આજકાલ દુકાનો ચાલે છે એમ ત્યાંના ભુવાઓએ પણ એમની કમાણી શરૂ કરી હતી.

આપણી માતાભક્તિ આપણને આવા વહેમમાં, પુરુષાર્થહીન નશીબવાદમાં કે ઉપર જણાવ્યા એવા ભુવાઓનાં ઢોંગધતીંગમાં ન ખેંચી જાય એટલા ચેતતા રહેવું જોઇએ.

તા. ૨૫-૮-૪૫

૯

## એક સૂચન

આજે આપણે ત્યાં વહેરાઇ માતાની પુનઃસ્થાપના થાય છે. એ આનંદનો દિવસ ગણાય. એ વખતે મને એક સૂચન કરવાનું મન થાય થાય છે.

માતા શક્તિરૂપિણી છે. એનાં બાળકો આપણે પણ શક્તિવાળાં બનીએ એ જ માતાને તો ગમે, પણ શક્તિ કાંઇ બેઠા રહેવાથી કે માત્ર વાતો કરવાથી ઓછી શરીરમાં આવી જાય છે? એ માટે તો પ્રયત્ન કરવો જોઈએ.

શિવાજી મહારાજે માતાની ભક્તિ કરીને બળ મેળવ્યું એટલું જ નહિ મહારાષ્ટ્રના ગામેગામે એમણે કસરતના અખાડા ખોલાવ્યા અને ત્યાંના જુવાનોનાં શરીર મજબુત બનાવ્યાં. આપણે પણ આપણાં બાળકોનાં શરીર સુદૃઢ અને બળવાન બનાવવાં હોય તો માતાજીની પુનઃસ્થાપના વખતે એમની શીળી છાયા નીચે માતાના ચોકમાં જ એક અખાડો સ્થાપીને આ પ્રસંગને સાર્થક બનાવી શકીએ.

ગામનું હિત હૈયે ધરાવતા દરેક ભાઈએ અને માતાના સાચા ભક્તે આ અંગે વિચાર કરવો અને એ અંગે ઘીની જોગવાઈ કરવી.

આપણે આવો પુરુષાર્થ કરીશું તો માતાના શુભ આશીર્વાદ અને કૃપા તો આપણા ઉપર ઉતરવાનાં જ.

તા. ૨૬-૮-૪૫

૧૦

## વજ્રકચ્છ અને વજ્રકાય હનુમાનજી

આપણે ત્યાં બળ અને બ્રહ્મચર્યનો આદર્શ હનુમાનજી ગણાય છે. રામજીની એકનીષ્ઠ સેવા એ કરી શક્યા, કેમકે એમણે બળ અને બ્રહ્મચર્યની ઉપાસના કરી હતી આપણે પણ જો જીવનમાં કોઇ મહાન આદર્શ સિદ્ધ કરવાનાં સ્વપ્નો સેવતા હોઇએ તો બળ અને બ્રહ્મચર્યની ઉપાસના કરવી જોઇએ.

મારી વાત સાંભળીને આપણે ત્યાંના વિદ્યાર્થીઓ વહેલી સવારમાં કસરત કરીને શરીરને દૃઢ કરવા લાગ્યા છે એથી હું બહુ રાજી થયો છું.

પણ મારે એક બાબતમાં માબાપનું ધ્યાન ખેંચવું જોઇએ. કસરત કરવા આવતા વિદ્યાર્થીઓની શારીરિક તપાસ કરી તો એ બહુ નબળી જણાઈ કસરત રોજ, અને નિયમિત ચાલુ રહેશે તો થોડા મહિનાઓમાં એમનાં શરીરમાં ફરક પડતો જશે પણ પૂછપરછ કરતાં જણાયું છે કે ૩૫ વિદ્યાર્થીઓમાંથી ફક્ત છ સાત જણને જ આખા દિવસમાં પાશેર અચ્છેર દૂધ ખાવા મળે છે આજકાલ ઘી દૂધ મોઘાં છે, એ હું જાણું છું. પણ આપણા બાળકો તો એ ઘી દૂધ કરતા પણ મોઘાં છે એ વાત ન ભૂલવી જોઇએ.

તમારા બીજા ઘણા ખર્ચાઓમાં કાપ મૂકી શકાય એમ છે. પણ તમે બાળકોનાં ઘી, દૂધમાં કાપ ન મૂકશો. એ સાજા તાજા અને સુદૃઢ બાંધાના હશે તો તમને બીજું ઘણું એકઠું કરી આપશે.

કસરતમાં આવતા વિદ્યાર્થીઓને એક એક લંગોટ પણ મીઠાપી આપજો.

તા ૨૭-૮-૪૫

૧૧

## માતાજીને ધૂપ કે અગરબત્તી જ ધરો

માતાજીની પુનઃસ્થાપના પછી વહેરાઈ માતાજી માટે બહેનોમાં બહુ ભાવ ઉભરાયો છે. એથી ઘણી બહેનો ઘીનો દીવો અને ઘી લઇને દર્શન કરવા જાય છે. આ સારી વાત છે. પણ ગઈ કાલે ઘીના દીવા ખૂબ કર્યા એટલે ઘી ખાવા માટે કૂતરાં આવ્યાં. તમે માતાજીના દીવા માટે ભાવપૂર્વક આપેલું મોંઘું ઘી કૂતરાં ચાટી ગયાં. માતાજીની મૂર્તિને ગબડાવી પાડી અને એથી એની આંખો પણ ચગદાઈ. આવું થાય એ મને તો ન ગમે. કોઇને ન ગમે.

એટલે હું તો એવી ભલામણ કરું કે ભાવ ધરાવતાં ભાઈબહેન માતાજીનાં મંદિરમાં ધૂપસળી અગર ધૂપ લઈ જઇને સળગાવે તો કૂતરાં રંજાડ નહિ કરી શકે અને માતાજીનાં મંદિરમાં સુગંધ સુવાસ પ્રસરશે અગર

તો કૂતરાં માતાજી સુધી પહોંચી ન શકે એવી વ્યવસ્થા કરવી જોઈએ.

હું તો ધૂપ જ વધારે પસંદ કરું. મંદિરનાં બારણાં થાય તો પણ કેમકે આપણે એવા એકાળજીવાળા છીએ કે ઘીવાળા હાથ મંદિરમાં ગમે ત્યાં લૂછીને માતાજીનું નવું રંગીન મંદિર પણ બગાડી મૂકીએ છીએ. જ્યાં ત્યાં ઘીના રેગાડા અને મેશનાં કાળા કાળા ધાબાં પાડીએ છીએ.

તા ૨૭–૯–૪૫

## ૧૨

## ઊંચા આદર્શ સેવો

કોઈ પણ માણસ એકાએક મહાન નથી થતો, પણ પહેલાં એને ઊંચા ઊંચા આદર્શ સેવવા પડે છે અને પછી એમાંના એકને પસંદ કરીને એની પાછળ પુરુષાર્થ કરવો પડે છે.

વિદ્યાર્થીઓએ કદી આદર્શની બાબતમાં અલ્પસંતોષી ન બનવું

હનુમાનનો આદર્શ સેવનારો કોઈ દિવસ રામમૂર્તિ બને છે. હરિશ્ચંદ્ર કે ધ્રુવનો આદર્શ સેવનારો કોઈક દિવસ મહાત્મા ગાંધી બને છે. અને ભામાશાનો આદર્શ સેવનારો કોઈક દિવસ જમનાલાલ બજાજ બને છે

આપણે ખૂબ ભણવું છે. ખૂબ ચારિત્ર્યશીલ બનવું છે, ખૂબ બળવાન બનવું છે અને પછી દેશની અને માનવજાતની ખૂબ સેવા કરવી છે. આપણે સુખી થવું છે અને બીજાઓને પણ સુખી કરવા છે.

આવા આદર્શવાળો જો દૃઢપણે એના આદર્શને વળગી રહેશે તો જરૂર એક દિવસ એ એની જાતની અને આપણા ગામની સુરત બદલી નાખશે.

પણ કાંઈ આદર્શ જ ન હોય અગર તો હોય તો બહુ ક્ષુદ્ર હોય એ શું કરી શકે?

તા. ૨૮–૮–૪૫

## ૧૩

## પકડેલા આદર્શને ચોંટી રહેનાર જ સફળ થાય છે

નીચે આપેલા ચિત્રમાં બે છોકરાઓ ટેકરીઓ ચઢવા નીકળ્યા છે. એક ખુલ્લા માથાવાળાએ એક ટેકરી પકડી છે. એના ઉપર જ ચઢ્યા કરે છે. સાંજ સુધીમાં એ ઠેઠ શિખર ઉપર પહોંચી જાય છે.

બીજો ટોપીવાળો થોડું ચઢ્યા પછી આના કરતાં તો પેલી ટેકરી સારી છે: એના ઉપર ચઢું એમ કરીને એ ટેકરીઓ બદલ્યા કરે છે. સાંજ પડી છતાં એ ત્રીજી ટેકરીની તળેટીમાં જ રહી ગયો છે.

કોઈ પણ આદર્શ માટે આ જ નિયમ લાગુ પડે છે.

તા ૨૯–૮–૪૫

## ૧૪

## બાલવાડીમાં બાળકોને કેવાં મોકલશો?

**રામજી મંદિરમાં** બાલવાડી શરૂ થઈ ગઈ છે. બપોરે ૧૨થી ૨ બાલવાડી ચાલે છે. એમાં ૪થી ૫ વર્ષની ઉંમરનાં બાળકોને દાખલ કરવામાં આવે છે. પણ તમે બાલવાડીમાં બાળકોને કેવાં મોકલશો?

નવડાવેલાં
વાળ હોળેલા
નખ કાપેલા
ધોયેલાં કપડાં પહેરેલાં

નાક લુછવા માટે બાળકને કપડાને એક એક ચોકખો કકડો પણ એના ગજવામાં માય એવો આપજો

તા. ૧–૯–૪૫

## ૧૫

## સોમવારથી સંગીત વર્ગ ઉઘડશે

રોજ નિયમિત આવવા ઇચ્છતા હોય એ સંગીતવર્ગમાં એમનાં નામો નોંધાવી શકે છે. સાંજે ૬ાાથી ૭ાા સુધી આ વર્ગ ચાલશે. એમાં સારાં સારાં ભજનો તાલબદ્ધ રીતે અને કાનને ગમે એ રીતે ગાતાં શીખવવામાં આવશે.

તા. ૧–૯–૪૫

## ૧૬

## પળેપળનો સદુપયોગ કરો

ભણવા જતા હોય કે ભણવા ન જતા હોય જે પોતાની પળેપળનો સદુપયોગ કરવા ઇચ્છતા હોય એમણે દિવસના કામનું સમયપત્રક ઘડવું જોઈએ. સમયપત્રક પ્રમાણે કામ કરનારને પોતાનો સમય ક્યાં વેડફાઈ જાય છે, એની તરત ખબર પડી જાય છે અને એ ઘટતા ફેરફારો કરી શકે.

નમૂના ખાતર હું મારા આજના આખા દિવસનું સમયપત્રક નીચે રજૂ કરું છું.

| | |
|---|---|
| ૫ાા વાગ્યે | ઉઠવુ |
| ૫ાાથી ૬ | દાતણ |
| ૬થી ૬ાા | પ્રાર્થના |
| ૬ાાથી ૭ાા | કવાયતમાં (વિદ્યાર્થીઓ સાથે) |
| ૭ાાથી ૮ાા | ભીંતપત્રો લખવાં |
| ૮ાાથી ૯ | આંગણાંની તથા ચોકની સફાઈ |
| ૯થી ૧૦ | ન્હાવું ધોવું |
| ૧૦થી ૧૧ | પુસ્તકાલયનું કામ |
| ૧૧થી ૧૧ાા | ભોજન |
| ૧૧ાાથી ૧૨ | બાલવાડીની તૈયારી |
| ૧૨થી ૨ | બાલવાડી |
| ૨થી ૩ાા | કાંતવું તથા તુણવું |
| ૩ાાથી ૪ાા | ટપાલ લખવી |
| ૪ાાથી ૫ાા | અંગત વાચન |
| ૫ાાથી ૬ાા | વિદ્યાર્થીઓને સવાદો વડે ચઢા |

| | |
|---|---|
| ૬॥થી ૭॥ | સંગીતવર્ગ ચલાવવો |
| ૭॥થી ૮॥ | ફરવા જવું |
| ૮॥થી ૯ | ભોજન |
| ૯થી ૧૦ | પ્રાર્થના તથા નાના વિદ્યાર્થીઓનો વર્ગ (હાલમાં ગોખવેનું છવન) |
| ૧૦થી ૧૦॥ | વિશ્વઇતિહાસ • દર્શનનું સમૂહવાંચન |
| ૧૦॥થી ૧૧ | નોંધ કરવી |
| ૧૧ વાગ્યે | સૂઈ જવું |

તા. ૩-૯-૪૫

૧૭

## નિડરતા અને સ્પષ્ટ વક્તવ્ય તે આનું નામ

વિશ્વ યુદ્ધનો અંત આવ્યો તેથી મિત્રરાજ્યોએ વિજય ઉત્સવ ઉજવ્યો. આપણા દેશની સરકારી શાળાઓમાં વિદ્યાર્થીઓને રજાઓ આપવામાં આવી અને પતાસાં વહેંચવામાં આવ્યાં. પણ આ વિજયનો ઉત્સવ એ વિજયનો ઉત્સવ નહોતો, પણ અણુબોમ્બ ફેંકીને લાખો નિર્દોષ સ્ત્રી બાળકો અને સામાન્ય નાગરીકોનાં ખૂનમાંથી પેદા થયેલો સંહારક વિજય ઉત્સવ હતો.

આથી ઇંગ્લેંડમાંજ સરકારને ગઇ લડાઇમાં ખૂબ સાથ આપનાર અને જાતે લડનાર એક બહાદુર પાદરીએ એનો વિરોધ કર્યો અને જણાવ્યું કે 'સંત આલ્બાન્સના દેવળમાં શુકર ગુજારીની બંદગી હું કરાવી શકતો નથી કારણકે જે બનાવ માત્ર પશુબળના એયોગ્ય ઉપયોગથી જ બની શક્યો છે અને જે આજ દિન સુધીની ખુલ્લી લડાઇનાં સૌથી ઘાતકી અને ક્રમકમાટી ભર્યાં કૃત્યો કરતાં જુદી જ એક આંધળી કત્લેઆમનું પરિણામ છે તેને માટે પ્રભુનો પાડ માનવાની મારું અંતઃકરણ ના પાડે છે.' એણે બંદગી કરવા આવેલા બધા લોકોને પાછા મોકલ્યા. દેવળના ઘંટ વગાડનારાઓએ આવા કલંકિત વિજયનો ઘંટારવ વગાડવાનો પણ ઇન્કાર કર્યો.

આપણા જેવી ગુલામી માનસની પ્રજા માટે આ બનાવમાંથી ઘણું ધડો લેવા જેવુ છે.

તા. ૪-૯-૪૫

૧૮

## હૃદય અને જીભ

જીભ એ હૃદયમાં ચાલતા ભાવનો પડઘો છે. આથીજ માણસ એની વાણી ઉપરથી કેવો છે એ પરખાઈ જાય છે.

કોઇ હૃદયમાં મેલો ભાવ રાખીને વાણી મીઠી રાખવા પ્રયત્ન કરે છે, પણ એ લાંબા વખત સુધી ઢાંકયું નથી રહેતું

હૃદય જેટલું શુદ્ધ એટલી વાણી શુદ્ધ, હૃદય જેટલુ મેલું એટલી વાણી મેલી અને હૃદય જેટલું સરળ એટલી વાણી પણ સરળ.

એમ છતાં હૃદય વાણીને મદદ કરે છે અને વાણી હૃદયને મદદ કરે છે. જેમ ઇન્દ્રિયો મનને ખેંચે છે અને મન ઇન્દ્રિયોને ખેંચે છે, એમ આ બે પણ સાથે જ સંકળાયેલાં છે. એટલે વાણી અને હૃદય બન્ને પવિત્ર, સરળ અને મીઠાં બનાવવાનો સાથે સાથે જ પ્રયત્ન કરવો.

મોઢામાંથી ગાળ, તુંકારો કે અપશબ્દ ન નીકળી જાય, હૃદયમાં કોઈના વિષે કટુભાવ ન જાગે એ બન્નેના ઉપાયો સાથે સાથે કરીએ તો આપણા જીવનમાં અને આપણી આજુબાજુ બધે પ્રસન્નતા વ્યાપી જશે.

તા. ૪-૯-૪૫

૧૯

## ધૃતિ

કોઇ પણ વ્યક્તિ કે સમાજ વિકાસ કરવા માગતો હોય કે લીધેલા કામને સફળ કરવાની ધારણા રાખતો હોય તો એનામાં ગીતામાં કહેલી દૈવી સંપત્તિમાંનો ધૃતિનો ગુણ અત્યંત આવશ્યક છે. ધૃતિ એટલે મુશ્કેલીઓ વચ્ચે પણ લીધેલા વસ્તુને પકડી રાખવાની શકિત. આજે અંગ્રેજ પ્રજામાં એ શકિત આપણા કરતાં ઘણી વધારે છે. એથી જ એ મહાન યુદ્ધો જીતી શકે છે અને એથી જ એ આપણા ઉપર રાજ્ય કરે છે. એ લોકો અંગ્રેજીમાં એ ગુણને 'ટેનેસિટિ'નો ગુણ કહે છે.

આપણે ત્યાં જે વર્ગો ચાલે છે એ ઉપરથી આપણામાં એ ધૃતિનો ગુણ કેટલો ઓછો છે એનો મને ઠીક ઠીક ખ્યાલ આવે છે.

જીવનમાં સફળ થવા ઇચ્છનારે આ ચોંટુકપણું-સ્થિરતા અગર તો ધૃતિનો ગુણ કેળવવો જ જોઇએ.

તા. ૬-૯-૫૫

૨૦

## દૈવી અને આસુરી સંપત્તિના ગુણો

શ્રી ભગવાન બોલ્યા :—

અભય સત્વસંશુદ્ધિ
વ્યવસ્થા જ્ઞાનયોગમાં;
નિગ્રહ દાન સ્વાધ્યાય
યજ્ઞ આર્જવ ને તપ
અહિંસા સત્ય અક્રોધ
ત્યાગ શાંતિ અપૈશુન;
મૃદુતા સ્થિરતા લજ્જા
ભૂત દયા અલોલતા.
ક્ષમા અમાન અદ્રોહ
તેજ ધૈર્ય અપવિત્રતા;
દૈવી ભાવ વિષે જન્મી
તેને આ સંપદા મળે
અજ્ઞાન માન ને દર્પ,

દંભ ક્રોધ કઠોરતા,
આસુરી ભાવમા જન્મે
તેને આ સપદ મળે
દૈવી સપત્તિ છે મોક્ષ
આસુરી બંધકારિણી
(ગીતા ધ્વનિમાંથી)
તા ૬-૯-૪૫

૨૧

## પ્રામાણિક પ્રયત્નની જરૂર

છેલ્લા પાટીદારમાં આકડા આવ્યા હતા એ જોતાં પાટીદાર વિદ્યાર્થીઓ અભ્યાસના પ્રમાણમા બહુ કાચા જણાયા

એનુ કારણ શોધતાં જણાય છે કે ઘણાખરા વિદ્યાર્થીઓનો તથા એમના માબાપોનો વિદ્યાર્થીઓને ભણાવવાનો પ્રયત્ન પ્રામાણિક નથી હોતો કેટલાક વિવાહ થાય ત્યા સુધી ભણાવવાની લાલચ રાખતા હોય છે તો કોઈ એવુ જ માનતા હોય છે કે લાગ્યુ તો તીર નહિ તો થોથુ આપણા ખેતર અને હળ લાકડાં તો પડયા જ છે ને!

પાટીદારને ત્યા ખેતર હોય એ સ્વાભાવિક છે અને સારુ છે, પણ કોઈ આવડત પૂરેપૂરા પ્રયત્ન વિના માણસના હાથમાં નથી આવતી આમ કરવાથી તો બાવાના બેય બગડે છે એના કરતા જે તે એક પસદ કરીને પૂરા દિલથી એની પાછળ મડી પડવુ જોઈએ

હમણા ત્રૈમાસિક પરીક્ષા લેવાઈ એનુ પરિણામ જોતા આપણે ત્યાના વિદ્યાર્થીઓ બહુ કાચા જણાયા

ભણવાનુ લીધુ જ છે તો એને સુદર રીતે પાર પાડવુ જોઈએ જેમ તેમ કરીને ઉપલા વર્ગમા ચડવુ એ કાંઈ ભણ્યા ન કહેવાય એ

સવારનો સમય બહુ કિમતિ ગણાય છે વિદ્યાર્થીઓ સમયપત્રક ગોઠવીને એનો અભ્યાસ માટે બરાબર ઉપયોગ કરે તો પરીક્ષા વખતે જે આફત ખડી થાય છે, એ ન થાય રોજનું નિયમિત વાચન વિદ્યાર્થીને બહુ લાભદાયી નીવડે છે

શનિવારે ૪થી ૬નો સમય કોઈ પણ વિદ્યાર્થી એની અભ્યાસની મુશ્કેલી લઈને મારી પાસે આવશે તો હું એને મદદ કરીશ

તા ૯-૯-૪૫

૨૨

## મતાધિકાર

હવે દુનિયાના બહુ ઓછા દેશોમા રાજાનુ રાજ્ય રહ્યુ છે રાજા એની આપખુદીથી થાકીને દેશેદેશમા હવે પ્રજાનુ રાજ્ય હોવુ જોઈએ એવી માન્યતા દૃઢ થઈ છે

ખુ ઈગ્લેડમાં પણ આજે પ્રજાની પાર્લામેન્ટનુ રાજ્ય મનાય છે ત્યા રાજાને રાખ્યો છે, પણ નામના પુતળા તરીકે અને આપણા હિંદુસ્તાન દેશમા પણ બ્રિટિશ સરકાર ડોળ એવો કરે છે કે અહીં પણ રાજ્ય તો પ્રજાનુ જ ચાલે છે વાઈસરોય કે ગવર્નર તો પ્રજાના પ્રધાનોને કેવળ દોરવણી આપનારા જ ગણાય છે પણ એ નર્યું અસત્ય છે, એ તો આપણે સૌ જાણીએ છીએ

વળી અહીં પણ તત્ર ચલાવવા માટે ધારાસભાઓ બનાવી છે અને છે કાંઈ ધારો કરવો હોય એ પ્રજા જનોએ પોતાનો મત આપીને ધારાસભામા મોકલેલા એના પ્રતિનિધિઓ મારફત કરાવી શકે છે, એવુ કહેવામા આવે છે પણ એય નર્યું અસત્ય છે, કેમકે ગવર્નર કે વાઈસરોય એની આપખુદ સત્તાથી પ્રજાને રહેંસી નાખે એવા સેકડો ઑર્ડિનન્સો જાહેર કરે છે, એ પણ આપણે જોયું છે

બીજા દેશોમાં પુખ્ત વયના એટલે ૧૮ વર્ષથી ઉપરના દરેક સ્ત્રી પુરુષને મત આપવાનો અધિકાર હોય છે પણ આપણે ત્યાં તો મધ્યમ મજામાં ૧ ટકા અને પ્રાતોમા ૨૭ ટકા પ્રજાને જ મત આપવાનો અધિકાર મળે એવી આવી ભૂલભરી યોજના ગોઠવામાં આવી છે

એટલે ખરેખર પ્રજાના મત પ્રમાણે કાયદા ઘડવામાં આવતા હોય તો પણ અમુક જમીનદાર કે પૈસાદાર કે અમલદારો જ પોતાનો અવાજ રજુ કરી શકે એમ છે બાકીની સામાન્ય જનતાનો તો કશો અવાજ જ પહોચે એવુ નથી

તા ૧૦-૯-૪૫

૨૩

## ચૂટણી આવી રહી છે

આટલો ઓછો મતાધિકાર હોવા છતાય ભવિષ્યનુ જે કાંઈ બધારણ કે કાયદા ઘડી એ ઘડવાનો કે એનો અમલ કરવાનો અધિકાર ચાલુ પ્રથા પ્રમાણે જે થોડા ચૂટાઈને ગયા હશે એમના હાથમાં જ રહેવાનો એટલે આપણે પુખ્ત વયના દરેક માટે મતાધિકારનુ ધોરણ વ્યાપક બને એ ખાતર પણ જે માણસોને ચૂટીને ધારાસભામા મોકલવાના હોય એ આપણી દૃષ્ટિએ કાંઈક સારા હોય એમને જ આપણો મત આપવો જોઈએ

મુબઈ સરકારે માર્ચ સુધીમાં ચૂટણી પતાવી લેવા વિચેની જાહેરાત કરી છે

આ વખતની ચૂટણી ઉપરથી સરકાર કયા પક્ષ પાછળ પ્રજાનુ કેટલુ બળ છે એનો પણ અદાજ કાઢવા માગે છે એથી જ દરેક પક્ષ આજથી જ ચૂટણીની તૈયારી કરી રહ્યા છે

આપણે કોંગ્રેસમાં માનીએ છીએ અને કોગ્રેસ નક્કી કરશે એમને મતો

પણ આપીશુ. પણ આ વખતની સરકારે બહાર પાડેલી મતદારોની યાદીઓ ખામી ભરેલી છે. વિરોધ હોવા છતાં સરકાર એ નવેમ્બરથી બનાવવા તૈયાર નથી પણ એણે એવી જાહેરાત કરી કે જેમનાં નામ રહી ગયાં હોય એ આવતી ૧૫મી પહેલા કલેક્ટરને પહોંચે એ રીતે અરજી કરીને મતદાર તરીકે પોતાનું નામ નોંધાવી શકે છે.

આપણે ત્યાની યાદી બહુ ખામી ભરેલી છે એટલે જેમનાં નામ રહી ગયાં હોય એમણે વેળાસર અરજી કરી દેવી જોઇએ

તા: ૧૧-૯-૪૫

૨૪

## એ જાણી લેજો

(૧) કોઈ પણ સ્ત્રી કે પુરુષ મતદાર ૨૧ વર્ષની ઉમરનો અથવા એથી મોટો જોઇએ.

(૨) જ્યાં રહેતો હોય ત્યાં ૧૮૦ દિવસ રહેલો હોવો જોઇએ.

(૩) રૂા. ૮ કે એથી વધુ મહેસુલ થાય એટલી જમીન મહેસુલ થાય એટલી જમીનનો

અ-૨ ખાતેદાર હોય અગર એટલી જમીન ધરાવતો હોય કે જમીન પટેથી ખેડતો હોય અગર

ક મતદાર વિભાગમાં આવેલી ઇનામી જમીન ધરાવતો હોય કે જમીન પટેથી ખેડતો હોય અગર

ઙ મતદાર વિભાગમા આવેલ ખોટી ભાગીદારી કે નરવાદારી ગામનો ખોટ અગર ભાગીદાર હોય.

(૪) રૂા. ૧૮ કે એથી વધારે વાર્ષિક ભાડું ભરતો હોય

(૫) મુંબઈ 'યુનિ .નો મેટ્રીક' થયેલો હોય

(૬) સરકારી પેન્શનર, લશ્કરી અમલદાર; ધારાસભામા કોઈ પણ વખત થયેલો સભ્ય, લો-બોર્ડ તથા મ્યુ. પ્રમુખ તથા સરકારી બેન્કનો વડો.

(૭) સ્ત્રીઓ તથા હરિજનો ફક્ત વાંચી લખી શકે એવાં હોય તો પણ મતદાર થઈ શકે છે.

(૮) અભણ સ્ત્રીનો ધણી રૂા. ૩૨, અથવા એથી વધુ મહેસુલ અગર રૂા. ૩૬, અથવા એથી વધુ મકાન ભાડું ભરતો હોય તો એની સ્ત્રીને પણ મતાધિકાર મળે

## પત્રકો આવી ગયાં છે

મતદાર તરીકે હોવા જોઇએ છતાં યાદીમા રહી ગયેલાં ભાઈ બહેનોએ કલેક્ટરને જે અરજી કરવાની એનાં છાપેલા પત્રકો આવી ગયાં છે.

જેમની પાસે સ્વયસેવક પત્રક ભરાવવા આવે એ પત્રક ભરી આપજો.

અને કોઈ રહી જાય તો જાતે આવીને ૧૩ મી પહેલાં મારે ત્યા આવીને પત્રક ભરી જજો.

તા. ૧૧-૯-૪૫

૨૫

## અકાળ અવસાન

આપણા ગામના અને કડી સર્વ વિદ્યાલયમાં વર્ષોથી શિક્ષક તરીકે કામ કરતા શ્રી ઉમેદભાઈ રણછોડભાઈ પટેલનું ૩૮ વર્ષની જુવાન વયે કડીમાં અકાળ અવસાન થયુ છે.

આપણે ત્યાનો એક સુશિક્ષિત અને ભાવનાશીલ જુવાન ચાલ્યો જતા આપણા ગામે એક રત્ન ખોયું છે. આપણે સદ્‌ગતના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ અને એમના કુટુંબીજનો ઉપર આવી પડેલી અણધારી આફતમા ટકી રહેવાનું પ્રભુ એમને બળ આપે એવી પ્રાર્થના કરીએ છીએ.

સદ્‌ગત સંગીતના ઉપાસક અને સારા ગાયક હતા. આ દુઃખદ સમાચાર આવવાથી આપણો આજનો સંગીતનો વર્ગ બંધ રહેશે.

તા ૧૧-૯-૪૫

૨૬

## બિલાડી સ્વચ્છતાનો આદર્શ પૂરો પાડે છે

આપણે કૂતરાને ગમે ત્યા પિશાબ કે ઝાડો કરતા જોઇએ છીએ પણ બિલાડીને તમે કોઇએ શૌચ વિધિ કરતાં જોઈ છે? એ એના આગલા પગ વતી જમીન ખોદીને એમાં જ શૌચ જાય છે. પછી પગવતી જ એના ઉપર માટી ઢાંકી દે છે. આજ ટેવ એ એનાં બચ્ચાને પણ વારસામા આપે છે.

હવે આપણે આપણો વિચાર કરીએ. આપણે તો જાહેર મકાનના બેસવાના એ ટલા આગળ થુંકે, ગળ. લીંટ અને દાતણની ચીરીઓ ફેંકીએ છીએ. કેટલાક તો રાત્રે ઓટલે સુવા આવે છે, એ ત્યાં જ પિશાબ કરવા બેસી જાય છે. આ તો ખાવા બેસવુ ત્યાં જ લોટે બેસવા જેવુ થયું

ચીરીઓ કચરાની ઢગલીમા નાખી હોય તો?

અને પિશાબ કરવા માટે તો આપણે નજીકમાં જ સુન્દર મુતરડીઓ બંધાવી છે.

તા. ૧૨-૯-૪૫

૨૭

## તાલીમ લઇને આવી ગયા છે

આપણે ત્યાંના ગોવિંદ, શેઠ અને મૂળજીભાઈ નડિયાદ જઇને ત્યા ઉઘડેલા વર્ગમા દસ દિવસની સેવાદળની તાલીમ લઈ આવ્યા છે.

આવતી કાલથી તેઓ આપણા વ્યાયામ મંદિરમાં નવા નવા દાવો તથા ત્યાંથી શીખી લાવ્યા છે એ કસરત-કવાયત શીખવવા આવશે.

તા. ૧૨-૯-૪૫

## ૨૮
## અભ્યાસગૃહની માગણી

મારી પાસે અહીંના કોઈ કોઈ વિદ્યાર્થી "તમે પહેલાં જેવું અભ્યાસ-ગૃહ કાઢોને!" એવી માગણી કરે છે. હું કહું છું કે જેકિશ ગઈ કાલે જ આપણે ત્યાંના હાલમા કૉલેજમાં ભણતા વિદ્યાર્થીએ પણ કહ્યું કે તમે પહેલાં ચલાવતા એવું અભ્યાસગૃહ ફરી શરૂ કરો. એથી અમને તો બહુ લાભ થયો છે.

હાલમા અંગ્રેજી ભણવા જતા વિદ્યાર્થીઓને જોઈને મને પણ એમ તો થાય છે કે અભ્યાસગૃહ નીકળે તો આ વિદ્યાર્થીઓને સારો ફાયદો થાય.

પણ મારી એક મુશ્કેલી છે. આપણી પાસે પહેલાં અભ્યાસગૃહ માટે ફાજલ હતું એ ચોરાનું મકાન હાલમાં ભાડે આપેલું છે.

એમ છતાં અભ્યાસ કરવાની ખરેખર તમન્નાવાળા વિદ્યાર્થીઓ તૈયાર થાય તો એ અંગે હું જરૂર કાંઈક વિચાર પણ કરું અને ઉપાય પણ શોધું. એવા કોણ કોણ છે? એ મને જણાવી જાય.

તા. ૧૩-૯-૪૫

## ૨૯
## આપણે ત્યાંના મતદારો

મુંબઈ ધારાસભાની ચૂંટણી અંગે મત આપનારની યાદીમાં આપણાં બાવીસો માણસોની વસતી વાળાં ગામમાં સરકારે ફક્ત ૩૮૫ નામો બહાર પાડયા છે. એમાંના ૪૦ તો દેવલોક થઈ ગયા છે અને બીજા સવાસો જેટલા એમના કાયદાની દૃષ્ટિએ મત આપવાના અધિકારી છે, પણ એમનાં નામો નથી. એમ છતાં સરકાર જાહેર કરે છે કે યાદીઓ સંપૂર્ણ છે!

તા. ૧૫મી પહેલાં રહી ગયા હોય એમણે જિલ્લા કલેક્ટરને અરજી કરી દેવી જોઈએ. પણ કોણ રહી ગયા છે, એ જાણવા માટે સરકારે બહાર પાડેલી યાદી તો જોવી જોઈએને. તા. ૧૨મી સુધી આપણા ચોરાના મુખી તલાટી પાસે એ યાદી આવી નથી. હવે ક્યાંથી જોવું અને શી રીતે અરજી કરવી?

આવી ચાલુ તંત્રની જાહેરાતો બહાર પડે છે!

આપણે આણંદ સમિતિમાંથી એક યાદી મેળવી શક્યા છીએ, એને આધારે ૬૫ અરજીઓ આપણે વખતસર મોકલાવી શક્યા છીએ પણ હજી ઘણી અરજીઓ મોકલવાની છે. એ માન્ય રખાશે કે મુદત ચાલી ગઈ એ તો આ સરકાર જાણે. આપણે તો આપણી અરજીઓ મોકલીશું જ.

તા. ૧૪-૯-૪૫

## ૩૦
## સૂતર ભેટ

રેંટિયા બારસ નજીક આવી રહી છે. હવે એને સત્તર દિવસ બાકી રહ્યા છે.

ગાંધીજીના જન્મદિવસે કેટલાક ભાઈ બહેનો એમને નાણાંની થેલીઓ ભેટ મોકલતા. ગાંધીજીએ જાહેર કર્યું છે કે મને તમે નાણાંની ભેટ મોકલો એના કરતા તમારા હાથે કાતેલા સુતરની આંટીઓ મોકલો તો હું વધારે રાજી થાઉં.

એથી આ વખતે ગામેગામથી કેટલાક ભાવનાશીલ ભાઈ બહેનો એમને સુતરની આંટીઓ ભેટ મોકલવાનાં છે. આપણે આપણાં ગામમાથી પણ થોડી આંટીઓ મોકલીશું ને?

જેમને જેટલી આંટીઓ મોકલવાની ઊર્મિ થાય એ એટલી આંટીઓ પોતાનું નામ ઠામ લખીને તારીખ ૨૨મી પહેલાં મને આપી જાય.

તા. ૧૫-૯-૪૫

## ૩૧
## ઊંચ નીચના ભેદ ટાળો

જેમ ગાંધીજીને રેંટિયો વહાલો છે અને એ રસ્તે ચાલવાથી જ આપણું સાચું સ્વરાજ્ય આવવાનું છે એવું એમનું માનવું છે, એમ ઊંચ નીચના ભેદે અને આભડછેટે આપણા સમાજને વેરણછેરણ કરી નાખ્યો છે એ પણ એમની દૃઢ માન્યતા છે.

જો આપણે સ્વરાજ્ય માટેની લાયકાત કેળવવી હોય તો એકતા સ્થાપવી જોઈએ. આપણા સમાજમાં આવનાર કોઈને પણ હલકા ગણીને તુચ્છકારતા અટકી જવું જોઈએ.

એ તો એમ પણ કહે છે કે આફ્રિકામાં આપણને હરિજનથી પણ હલકા ગણવામાં આવે છે, એ આપણે આપણી આજુબાજુના હરિજનો પ્રત્યે આજસુધી જે વર્તાવ રાખ્યો છે એનું ફળ છે, એટલે આજસુધી કરેલા પાપનું આપણે પ્રાયશ્ચિત કરવું જોઈએ.

આ વિચારને લક્ષમા લઈને તા. ૧૩-૯-૪૫ના "ગુજરાત સમાચાર"માં હિંદુ કુટુંબોને જાહેર વિનંતિ કરવામાં આવી છે કે આગામી ગાંધી-સપ્તાહ પ્રસંગે અમદાવાદના છ હિંદુ કુટુંબો હરિજન ભાઈઓને પોતાને ઘેર ચાપાણી યા તો જમવા માટેના આમંત્રણ આપે એવું ઇચ્છીએ છીએ.

આ જ જાતની વિનંતિ બીજા જિલ્લાને પણ થઈ છે. આપણે ત્યાંથી આવો વિચાર કોણ કોણ કરે છે?

આ બધા પાછળનો મુખ્ય હેતુ એક જ છે કે જીવનમાંથી ઊંચ નીચના અને ખોટી મોટાઈના ખ્યાલો દૂર કરવા.

તા. ૧૬-૯-૪૫

# માલતીબ્હેનનું ઑપરેશન !

લેખક : સવાઈ જ્યોતિન્દ્ર

**મા**લતી બેનને તમે ઓળખો છો ?

હસમુખાં, મળતાવડાં, ખૂબ જ વાંચનારાં, નિયમિત જીવન જીવનારના તે માલતી બેને તમને જમવા નોતર્યા હોય અને ચાલતાં કે બસમાં પાંચ મિનિટ એમને બંગલે પહોંચતાં મોડું થાય તો તમારે અગિયારસ સમજી લેવી. માલતીબેન જમવા બેસી જ જાય. આઠ વાગે એટલે આઠજ વાગે. પણ આઠ એટલે આઠ, નવ કોઈ કહેતું નથી. પણ માલતીબેન આઠના આઠ જ કરતાં, વારંવાર બોલતાં, બાર મૂકી સંભળાવતાં, નિયમિતપણાનો બોધપાઠ આપતાં.

તમે પૂછશો કે પણ પાંચ મિનિટ મોડું થાય અને માલતીબેન જમવા બેસી જાય તો એ કંઈ પાંચ મિનિટમાં થોડા જ જમી લે છે—મહેમાનને પછી પણ મોડા મોડા પણ સાથે બેસાડે તો ખરાને ?

મારો જ દાખલો લ્યોને. હું તો બસમાં ગયો હતો, પણ બસ થોડી મોડી થઇ. બસ મોડી થઈ કારણ માલતી બેનના બંગલામાં થીજી રહેતી આઠ નવ મોટરગાડી જરા બાંધી રાખેલા ઘોડાની માફક તેજીલી ચાલે દોડતી હતી, તેની અડફટે અમારી બસ મોટર ચઢી, અને અમે રસ્તે જરા સલવાઈ પડયા. એમ મોડું થયું, પણ પાંચ મિનિટજ, અને માલતીબેન જમવા બેસી ગયાં હતાં.

મને, મહેમાનને, નાહકની વિવેકબાજીમાં વખત બગાડયા વિના શરૂ તો કરાવ્યું, અને માંડ માંડ બે કોળીઆ નહિ ભર્યા હોય ત્યાં પચ્ચીસમી વાર સાંભળેલું શ્રી. માલતીબેનનું નિયમિત પુરાણ શરૂ થયું.

"વખત એટલે વખત આઠ એટલે આઠ જ એમ ઘણી વસ્તુઓ જે છે તે તે જ, એમ મને મનાતી. ફિલસૂફીમાં એક જાણીની વાત છે. છે છે ને નથી નથી નથી નથી અને છે છે. છે નથી અને છતાં છે. તેમ જ છે નથી અને નથી જ. અદ્વૈતના દ્વંદ્વ યુદ્ધમાં આ શસ્ત્રોનો ખાસ વપરાશ માલમ પડે છે. પણ માલતીબેન તો મૌલિક તત્વજ્ઞાન નિયમ જીવતાં હતાં. આ વખત એમની બુદ્ધિ જરા ખીલી. કોઇક વાર એમ ખીલી જતી. "આઠ એટલે આઠનો ટકોરો જ." જ રહી, પણ એમાં ટકોરો ઉમેરાયો. જીભનો તેમ જ એમના હાથનો, દાળની વાટકી ઉછળતાં જરા બચી ગઈ, નહીં તો સાડી ચારસોની સાડી બગડત અને નિયમિતપણામાં ગાબડું પડત.

કારણ એ સાડી પાછી કયારે પહેરાશે એની એમની પાસે ક્રમવાર નિશ્ચિંત યાદી હતી સાડી લેવાણી, પછી પહેરાણી, પાછી કયારે ધોવાણી, ફરી કેટલી વાર કબાટમાં મૂકાણી, એ પહેલી પહેરી ત્યારે એ પ્રસંગની ઘડી કેમ ઉજવાણી, અને એની પાછી ઘડી કેમ કરાણી એ બધું એમને યાદ.

હયો, દાળના વાટકે તો દયા આણી અને ન ઉછળ્યો, પણ માલતીબેને એ ઉછળત તો શું થાત અને એમાં ખાસ કરીને એ સાડી બગડત તો શું થાત વગેરે ઉપર જણાવેલી બધી જ શંકાઓ ઊભી કરી, અને એને નાબૂદ પણ કરી.

પણ પછી તો આઠના ટકોરા ઉપર પાછા ફરકયા. ફલાણા ભાઇ, ઢીકણા બેન, જે જે ઈસમો મારી જેમ થોડાઘણા મોડા અને મોડાં જ શા સારુ, વહેલાં પણ થયા હશે તેમના બધા પ્રસંગો ગણીગાંઠી ગાળી કહી સંભળાવ્યા.

"નન્નુભાઈ વીશ મિનિટ વહેલા આવ્યા. તો યે મેં તો એમને બેસાડી મૂકયા. આઠ એટલે આઠ જ, સાત ઓગણપચાસ નહીં કે આઠ એક નહીં સાત ઉડવાલીશ પણ નહી અને પેલી મેર આઠ બે નહીં. આ લખું છું તે લખતાં મને કંટાળો આવે છે. તમને વાંચતા તો આવશે જ. ત્યારે ભલા વાચકો, વિચાર કરો કે જમતા જમવાની શરૂઆતમાં પાંચ મિનિટની ઢીલ માટે આઠ એટલે આઠ જ, અને તે સાત એકત્રીશ નહી, કે આઠ બત્રીશ નહીં, એ ચાલ્યા કરે તો જમોં શું તમે—અગિયારસ નહીં તો ભાંગેલી અગિયારસ, ચપટી સેવ ખવાઈ ગઇ તેમ, પણ તેથી કંઈ પેટ ભરાય બાપુ !

એ આપણા માલતી બેન, પચ્ચુ પંખી એટલે કે પંક્ચ્યુઅલ પંખી સમતા પંખી, રમતા પંખી, ઊડતાં પંખી, હોય છે તેમ. ગયે જન્મે પાંચ આંગળીએ પૂજ્ય કરેલા એટલે આ જન્મે જન્મ્યા ત્યારે રૂપેરી ચમચો તો સમજ્યા, પણ સોનાની થાળી હીરાજડિત વેલણે મળી હતી. હવે વેલણો કંઈ હીરાજડિત આવતાં નથી, પણ મુદ્દો કહેવાનો એટલો કે જન્મ્યા ત્યારે બાપ પાસે લાખોની દોલત અને લડાઈના વેગે કરેડોની થએલી. એના બાલપણના ઘડતરમા બે આયા, ચાર નોકરોનો ફાળો પણ હતો, નોકર શબ્દમાં ફક્ત પુરુષોનો જ સમાવેશ થાય છે, એટલે આયાઓને જુદી ગણવાની અને સહઅભિનય કે સહશિક્ષણમા પુરુષ અને સ્ત્રી ભેગા થતાં પ્રેમમાં પડવાનો કે પરણી બેસવાનો જે ભય ઊભો થાય છે, અને એ ભય સાચો પણ પડે છે, તેવી પરિસ્થિતિ આયા અને નોકરમા એમની કેળવણીને અભાવે ઊભી થતી નથી. એટલે બે આયા, ચાર નોકરો, છ શોફરો, ત્રણ માળી અને બે દરવાન વગેરેએ વારાફરતી એને ઊંચકી, આસે ટપલી મારી, માથે હાથ ફેરવી, ગલીપચી કરી, રમાડી ફેરવી ઉછેરી હતી.

આયા અંગ્રેજ હતી અંગ્રેજ એટલે બ્રિટિશ આપણે માનીએ છીએ કે બ્રિટિશરો ફક્ત અહીં રાજ્ય જ કરવા આવે છે, એ વાત ખોટી છે. વાઈસરોયો ગવર્નરો, કલેકટરો, મેનેજરો, ઈજનેરો, ડાકટરો, સેક્રેટરીઓ, રેલ્વેના વડાઓ, જુદા જુદા ખાતાના વડાઓ, કોલેજના પ્રીન્સીપાલો, ધર્મના ખાતાના વડાઓ, પાદરીઓ, સાધુઓ, રમત ગમતના ખાંઓ, નિષ્ણાતો, ખાસ કમિટિના સભ્યો, અને સેવક સેવકરો તો ખરા જ, એ બધા બ્રિટિશો ટગલેબંધ આવે છે, પણ ડીમોક્રસી એટલે કે સ્વા-

નિરંજન શર્માને તમે ઓળખો છો ? નવલકથા ઘસડે છે એમા ક્યાક ક્યાક ગોઠવેલા તુક્કાઓને વૈજ્ઞાનિક સિદ્ધાંતોમા ઘટાવી, તેને સત્ય સ્વરૂપ પણ આપે છે માલતીબેને એની એક નવલકથા વાંચેલી, એથી જરા એમને માટે માન પેદા થએલુ અને અકસ્માત બેનો ભેટો થઇ ગયેલો તે વિરલ ઘડીએ શ્રી નિરંજન શર્માએ જતુશાસ્ત્ર ઉપર સારો વાર્તાલાપ કર્યો હતો અને ફળાદિના રસો પીવામા પણ ખૂબ કાળજી રાખવા આગ્રહ કર્યો હતો એ સુંદર મનનીય બોધ ત્યક વેધક વાર્તાલાપને પરિણામે માલતીબેને ત્રણ ચાર વર્ષથી ખૂબ કાળજી લઈ પોતાના બગલાની આસપાસની વિસ્તીર્ણ જગ્યામા જગી ખર્ચે લગભગ દરેક જાતના ફળોના ઝાડો ઉગાડયા હતા ફક્ત દ્રાક્ષનો માડવો નહોતો બધાવી શકાતો, ફળ નાનુ પણ માવજત મોંઘી, એટલે નારગી, સત્રા, દાડમ વગેરે સારા પ્રમાણમા ઉગાડવામા આવતા માલતીબેન એ ફળોનો રસ જ પીતા

એ વાડીમા એકાદ દિવસ અચાનક ગુજરાત વર્નાક્યુલર સોસાયટીવાળા જાણીતા ડૉ મચ્છર ચઢી આવ્યા અને નિરંજન શર્મા માફક એમણે સ્વચ્છતા ઉપર અભ્યાસપૂર્ણ ભાષણ આપી દીધુ જતુ ગમે ત્યા પાકે છે અને એને અટકાવવા ખૂબ કાળજી રાખવાની જરૂર છે એવા અનેક વિધાનોવાળા પ્રવચનને પરિણામે માલતીબહેને એ ફળોના રસમા કોઈ જતુ ભૂલથી પણ જતુ ન પેસે એ માટે ઝાડને પાણી પાવામા પણ પાણીમા જતુ વિના શક દવાનો ઉપયોગ કરાવ્યો યાને છોડવાની આસપાસ ફિનાઇલ વિગેરે છાટવામા આવતુ

એક દિવસ જ્યોતિન્દ્ર દવે માલતી બહેનના મહેમાન બન્યા હતા જમવામા અને દવે સાહેબને આઠ એટલે આઠ જ એની બરાબર ખબર હતી તે હાથમા જ આલારામ ઘડિયાળ લઇને બરાબર વખતે જ જઈ પહોચ્યા હતા બગલાના દરવાન આજ ભણી તો એ સાત છપને જ પસાર થયા એમની ગણતરી તો હિટલરની માફક સાત પચાવનની હતી, પણ દરવાને જરા સવાલ જવાબમા મિનિટ વધારે લઈ લીધી એમ એમની ગણતરી ઊધી વળી પણ એમ તો હિટલરની ગણતરી પણ ક્યા ઊધી નહોતી વળી ?

પણ જ્યોતિન્દ્ર દવે તો હિંમતથી પણ વધ્યા વાડીનો ત્રણ મિનિટનો રસ્તો એમણે બે મિનિટમા કાપ્યો, અને પોર્ટિકોમા બરાબર સાત ને ઓગણપચાસે આવી પહોચ્યા તરત માલતીબેનને ખબર આપવામા આવ્યા, અને બરાબર આઠે એ શ્રી જ્યોતિન્દ્ર દવેનુ સ્વાગત કરે તે પહેલા તો અલાગમ ઘડિયાળે ડંકા બજાવી દીધો, અને તે લગભગ ત્રણેક મિનિટ સુધી ચાલુ રહી પરિણામે આઠને ત્રણે માલતી બેન આવ્યા અને જ્યોતિન્દ્રે ઘડિયાળ બતાવી દીધુ અને બોલ્યા પણ ખરા "આઠ એટલે આઠ જ હુ વિચારમા ડૂબી ન જાઉ એટલે આ આલારામ સાથે જ લાવ્યો હતો હવે આ ઘડિયાળ તમને ઈનામ એટલે ભવિષ્યમા તમે બે મિનિટ મોડા નહી પડો "

તે સાજે જમ્યા પછી બહુ વાતો ચાલી એમા ફળોના રસની વાતો પણ આવી એ સુભગ પ્રસગનો પરસ્પર વાર્તાલાપમાનો રસદ્રંગ આ રહ્યો

માલતીબેન લડાઇના સબધમા તમે શુ ધારો છો

જ્યોતિન્દ્ર લડાઈ અને ધારવુ એ બેને કશો જ સબધ હોઇ ન શકે ધરીને લડાઇ થતી નથી લડાઇમા ધારવા ઉપર હુમ્લા થતા નથી

માલતીબેન તમે મને સમજ્યા લાગતા નથી

જ્યોતિન્દ્ર મારે પણ એ જ કહે વાનુ છે

માલતીબેન તમે ઈલિયટ વાચ્યો છે ?

જ્યોતિન્દ્ર ઇલિયટ કોણે નહી વાચ્યો હોય ? પણ અરાલવાળા મને એના કરતા વધારે અપીલ કરે છે, રસપ્રદ અને મનોરજક, બુદ્ધિઉત્તેજક અને હૃદયગમ લાગે છે

માલતીબેન અરાલવાળા કોણ ?

જ્યોતિન્દ્ર એક મિલમજુર છે

માલતીબેન હુ તો કવિ ઇલિયટની વાત કરુ છુ

જ્યોતિન્દ્ર અરાલવાળા પણ કવિ છે

વચગાળે શ્રી જ્યોતિન્દ્ર દવેએ કરેલા ગ્રહેયો, અધ્ધર કરેલા તુક્કાઓ, એ બધા માથી નિપજાવેલ હાસ્યરસ અને એમાથી ઉપજાવેલી દિલચશ્પી હાલ તરત છોડી દઈએ અને સીધા ફળરસ વિષેની વાતચિત ઉપર જ આવીએ

માલતીબહેન મે મારા બાગમા જાતજાતના ફળો ઉગાડયા છે તમે શુ ધારો છો ? એ ફળો સબધી મે ઘણા નિષ્ણાતોની સલાહ લીધી છે જે મારી માથી એ ઉગે છે, તે મારીમા એક પણ જાતનો ખરાબ જતુ પેદા ન થઈ શકે એની હુ કાળજી રાખુ છુ હમણાં થોડા દિવસ પહેલા મારે ત્યા પેલા જાણીતા ગુડહાઉસ ડીનર પર આવ્યા હતા

જ્યોતિન્દ્ર પીજીનો ભાઇ

માલતીબહેન ના, પીજી જાતે જ

જ્યોતિન્દ્ર એ નામ આપી કોઈ બીજા તો નહોતા જમી ગયા ને ?

માલતીબેન એવુ કઇ બને ?

જ્યોતિન્દ્ર કેમ નહિ બને ? મારો જ દાખલો લ્યો હુ જ્યોતિન્દ્ર જ છુ, એની શી ખાત્રી તમે તો મને પહેલી જ વાર જુઓ છો ને ? ઠીક, એણે શુ કહ્યુ ?

માલતીબેન એણે કહ્યુ કે આ નારગી મોસબી દાડમ વગેરે ઉપર જતુઓ બેસે, મચ્છરો બેસે, અને રસ ચૂસતા ડાઘ ભરાવે એટલે એ રસમા પણ જતુઓ પ્રવેશે એટલા માટે તમે બધા જ ફળો ઉપર એકેક બિસ્વસનો ગાળો રહે એવી મચ્છરદાનીઓ બાધો,

જ્યોતિન્દ્ર ફુગ્ગા જેવી

માલતીબેન શુ ?

જ્યોતિન્દ્ર કઈ નહિ મને લાગે છે કે એક ઝાડના પચાસ ફળો ઉપર અરધા વારની મચ્છરદાનીઓ બાધવી, એના કરતા આખા ઝાડ ઉપર જ મચ્છરદાની ઢાંકો તો તે સસ્તુ નહિ પડે ?

માલતીબેન મે એ ગણતરી કરાવી

જોઈ છે પણ હું આડના સ્વતંત્ર વિકાસમાં માનું છું.

જ્યોતિન્દ્ર : હા, સમજ્યો, ફળની આશા રાખીને

માલતીબેન : આવી મચ્છરદાનીઓ ખાસ હેતુપૂર્વક તૈયાર કરાવવામાં આવી છે. એમાં નાની નાની સળીઓનું ચોકઠું બનાવી, એની ઉપર મચ્છરદાનીનું કપડું મઢી લેવામાં આવ્યું છે આજે ચાંદની છે, તમે આવશો, આપણે ત્યાં જઈને જોઈએ, ચાંદનીમાં બહુ સરસ લાગે છે.

અને બંને છત્ર ફલોદ્યાનમાં સરક્યાં. માલતીબેનનું પ્રવચન ચાલુ જ હતું.

"આથી તબિયતને કશો જ વાંધો આવતો નથી હું આજ રસ પીઉં છું. જમ્યા પછી તમે જે રસ પીધો તે પણ આજ ફળોનો આથી શુદ્ધ ફળરસ મેળવવાનો બીજો એકે ઉપાય જણાયામાં નથી"

"આ દાડમ અને નાળિયેરી હોય તો નાળિયેર પર મચ્છરદાની બાંધવાની જરૂર નથી. એના પેટા ભોકી જંતુઓ પેદા કરે એવા મચ્છરો હજી આપણે ત્યાં પાક્યા નથી."

"તમારો કેટલો આભાર માનું, ખરેખર મારી કેટલી બધી મચ્છરદાનીઓ બચશે.

"પણ હું તમને બધી જ મચ્છરદાનીઓ બચાવી શકાય એવો ઉપાય બતાવું," જ્યોતિન્દ્ર દવેએ જણાવ્યું.

"કહો કહો. હું તમારી અત્યંત આભારી થઈશ"

"જુઓ બહેન! તમે આ બધું જંતુઓથી બચવા કરો છો પણ માણસનું શરીર જ એવું છે કે એમાં ગમે ત્યાંથી જંતુઓ પેસી જાય અને નહીં પેસી જાય તો અંદરને અંદર પેદા થાય છે. આ તન, મન, તમૂરો, હાથ્યામની કાયા, આ માંસ લોહીનું પિંજર, એમાં અસંખ્ય જંતુઓ થાય છે, ઊભરાય છે, મરી જાય છે, નવા ઉદ્‌ભવે છે, કોઈ સારાં, કેટલાક નઠારાં, ચાલ્યા જ કરે છે. ગુજરાતી કવિઓએ પણ ગાયું છે, શરીરને ગંદકીનો ઘાડવો કહ્યો છે—"

"તો પછી પેલો ઉપાય કહો ને."

"આ ઝાડપાનના મૂળમાં તમે જંતુનાશક દવાઓ રેડો છો, અને આ ફળોને બચાવવા આટલી બધી તકલીફ લ્યો છો. એને બદલે થોડું ફિનાઈલ તમે જ રોજ પીધા કરો તો આ દેહ રૂપી ઘાડવો જંતુવિહિન જ રહેશે, અને ઘણી માથાકૂટ બચી જશે.

"કૃપા કરી ઊભા રહેશો, હું જરા નોંધ લઉં."

પછી એમણે ફિનાઈલપાન કર્યું કે નહીં તે તો ખબર નથી; નહીં જ કર્યું હોય; પણ એટલા કાળજી લેનારા; અને શરીર સ્વાસ્થ્ય સાચવનારાં શ્રી. માલતી બહેનનું ઓપરેશન છે, એવી વાત એકાએક મારે કાને પડી, અને હું ચોંકી ગયો.

અને તે પણ મુંબાઈમા સૌથી સારી હોસ્પીટલમા ગુજરાત મેઈલ લગભગ ભરાઈને મુંબઈ ગયો હતો. એટલે કે વચલા જ ત્રણચાર ડબ્બા પોતાનો ખાસ ડાક્ટર, કુટુંબનો ડાક્ટર, ફીઝીશીયન; સરજન; બધા મુંબાઈમાં ધમાલ માંડી રહ્યા હતા

મને થયું કે હું પણ જાઉં.

લગભગ જે મળે તે કહેતા, "માલતીબેનનું ઓપરેશન છે. લોહી તપાસાયું, બીજું ઘણું તપાસાયું. રિપોર્ટ ઉપર રિપોર્ટ, હસ્પીતાલમા ખાસ સગવડ કરવામાં આવી છે. ફળોને રેફ્રીજરેટરમાં અમદાવાદથી મુંબાઈ આણવામાં આવે છે. ખબર પૂછવા આવનારાઓ માટે ખાસ નિયમો ઘડવામા આવ્યા છે. એમને જવાબ દેવા માટે ખાસ માણસો રોકવામાં આવ્યા છે. એમને જવાબો આપવા માટે અલાયદી તાલીમ આપવામા આવે છે. ભાઈ માલતીબેનનું ઓપરેશન છે"

હું પહોંચ્યો સાંભળવા પ્રમાણે ભલભલા એમની ખબર લેવા આવે છે. જાય છે મને થયું હું યે જરા દિદાર સુધારીને જાઉં. પહેલાં તો એક સલૂનમાં જઈને વાળ સરખા કપાવ્યા, અને ત્રણ દિવસ પર એક મિત્રે કહેલું કે આ જટોયા તો ઠીક છે, પણ આ જંગલી વરુ જેવા નખ વધાર્યા છે, તે તો કપાવ, સાવ રેંગો રહ્યો

બંને હાથના આંગળાંના નખ પણ કપાવી નાંખ્યા. સલૂનવાળો કાપે નહીં. એના ખાસ પૈસા માગે પછી તો ઘેર જ ચપ્પુ લઈને કાપી નાંખ્યા અને નિશ્ચિંત સમયે હોસ્પીટલ પર હાજર થઈ ગયો.

કાર્ડ તો નહોતું, એટલે કાપલી પર નામ લખી આપવું પડ્યું. વાતાવરણ શાંત, અને ગંભીર હતું. ત્યાં કેઈ લગભગ જોખીજોખીને ભાવતા હતા. બહારના વહિવટદારે થોડી વારે પાછા આવી કહ્યું બેસો. પણ બેસવાનો સમય તો હતો, પણ જગ્યા જ ક્યાં હતી? એટલે આપણે તો ઊભા.

દરમ્યાન આસપાસના ઓપરેશન સંબંધી વાતો કરતા હતા ગંભીર મોઢે ડાક્ટરો ફરતા હતા કોઈ માંડમાંડ હસતા હતા. શ્રી માલતીબેન પર ઓપરેશન કયાં કરવામાં આવ્યું છે, તો એટલી માહિતી મળી કે પગે પાટો છે એટલે પગે જ ઓપરેશન કરવામાં આવ્યું હશે.

અંતે મારે અંદર જવાનો વખત આવ્યો. માલતીબેન ફરતાં હતા. હોસ્પીટાલના ખાસ ઓરડાનું વાતાવરણ તો તમે જાણો છો. નર્સે બોલવાની ઇશારતે ના ફરમાવી, પણ નર્સ જરા મલકી— મારી ઓળખીતી નીકળી

મેં ખબર પૂછી, હંમેશા જે રીતે પૂછાય તે રીતે, અને બહાર નીકળ્યો. નર્સ મારી પાછળ આવી એને મેં બહુ ધીમેથી પૂછ્યું કે ઓપરેશન શેનું છે?

નર્સે જવાબ આપ્યો કે જમણા પગના અંગૂઠાનો નખ પ્રમાણમાં જરા વધારે મોટો થઈ ગયો હતો, તે કપાવ્યો છે. વાઢકાપના કામમા હોશિયાર સાવધ અને ચાલાક એવા ડા. ગુડકે એ ઓપરેશન કર્યું છે કોણે કર્યું છે? મે પૂછ્યું,

"ગુડકે! એ કોણ"

નર્સે કહ્યું. ખાસ અમેરિકાથી એરોપ્લેનમાં બોલાવવામા આવ્યા છે ત્યાંની જાણીતી ક્લિનિકના નિષ્ણાત છે

હું શોર્ટકટ લઈને સીધો ઘેર પહોંચી ગયો.

# આયુર્વેદ અને નિસર્ગોપચાર

લેખક : રમણલાલ એન્જિનીઅર

ઊર્મિ-નવરચનાના જૂન-જુલાઈના અંકમાં છપાએલ એક લેખ 'નિસર્ગોપચારનાં કેટલાંક ભ્રષ્ટ સ્વરૂપો'ના જવાબરૂપે નીચેનું ચર્ચાપત્ર મારા મિત્ર પ્રાગજીભાઇ રાઠોડે મોકલ્યું છે. શ્રી પ્રાગજીભાઇનો આયુર્વેદ અને વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ ઊંડો છે.

'નિસર્ગોપચારનાં કેટલાંક ભ્રષ્ટ સ્વરૂપો'ના લેખક શ્રી 'સત્ય-શોધક' આયુર્વેદની બાબતમાં મારાજ વિચારોને અનુસર્યાં છે, એટલે આ ચર્ચાપત્રનો જવાબ આપવાનું કામ મેં માથે લીધું છે. સૌથી પહેલાં તો આ લોકોપકારક બાબતની ચર્ચા ઉપાડવા માટે હું ભાઈ પ્રાગજીભાઇને અભિનંદન આપું છું. અનેક વૈદ-દાક્તરો ખાનગીમાં નિસર્ગોપચાર વિરુદ્ધ બહુ જ કહેતા હોય છે, પણ જાહેર ચર્ચા કરવા ભાગ્યે જ કોઈ આગળ આવે છે, એવો મારો અનુભવ છે.

દરેક વિષયમાં સત્ય શોધવા ઈચ્છતા માણસે પરમતસહિષ્ણુતા કેળવવી જોઇએ. એવી સહિષ્ણુતા કેળવવાનો અમારો લાંબા વખતથી પ્રયાસ છે. એના એક પુરાવા રૂપે એ જણાવવાની રજા લઈએ છીએ કે ઊર્મિ-નવરચનાના આરોગ્ય અને વૈદકના વિભાગના કૉલમો અમારા ગમે તેવા પ્રખર વિરોધી સામાન્યજનો કે વૈદ-દાક્તરો માટે કાયમ ખુલ્લા હોય છે. શ્રી. પાઠકની પેઠે હું પણ મતભેદને જીવનની એક નિશાની સમજું છું. દરેક બાબત વિષે એકમત તો બે શબો થઈ શકે કે પછી બે પૂર્ણ-જ્ઞાનીઓ થઈ શકે. સર્વજ્ઞ હોવાનો મારો દાવો ના હોવાથી મારા વિષયમાં બીજાઓ પાસેથી જેટલું શીખી શકાય તેટલું શીખવા માટે હું હમેશાં આતુર હોઉં છું.

ભવિષ્યમા આવાં જ બીજા ચર્ચાપત્રો મોકલવા હું ભાઈ પ્રાગજીભાઈને વિનંતી કરું છું.

## ચર્ચાપત્ર

પ્રિય ભાઇશ્રી 'સત્યશોધક'

આપનો "નિસર્ગોપચારનાં કેટલાંક ભ્રષ્ટ સ્વરૂપો" વાળો લેખ 'ઊર્મિ-નવરચના'ના જુલાઈ અંકમાં જોયા પછી આયુર્વેદ ઉપરનો આપનો અભિપ્રાય જોતાં આપે એ શાસ્ત્રને બરાબર સમજ્યા સિવાય અન્યાય કર્યો છે એમ મને લાગે છે.

"એનો ૯૦ ટકા ઉપરનો ભાગ અતિપ્રાચીન (Out of date) હોવાથી ત્યાજ્ય ઠરે છે." એમ આપ કહો છો હું આયુર્વેદના એક અદના વિદ્યાર્થી તરીકે આપની પાસે સમજવા અને જાણવા ઈચ્છું છું કે બાકીનો જે ભાગ ત્યાજ્ય નથી એમાં આયુર્વેદના કયા અંગનો આપે સ્વીકાર કર્યો છે? અને શા માટે? અને બીજાં અંગો શા માટે ત્યાજ્ય ઠરે છે? આપ એનાં કારણો સહિત જણાવશો?'

પરંતુ આયુર્વેદ ઉપરની આપની માન્યતાનાં કારણે આપે જે સરખામણી આયુર્વેદ અને નિસર્ગોપચારની કરી છે એ આપની દૃષ્ટિએ કદાચ સાચી હશે, પણ સર્વસામાન્ય નિયમ તરીકે કોઈ પણ સામાન્ય જ્ઞાનવાળો મનુષ્ય એ ન સ્વીકારી શકે એવી છે. દાખલા તરીકે (૧) આપ એમ કહો છો કે આયુર્વેદ હિંદુસ્તાનમાં જન્મેલું પ્રાચીન શાસ્ત્ર છે નિસર્ગોપચાર જર્મની અને અમેરિકામાં જન્મેલું અર્વાચીન શાસ્ત્ર છે આમા આપને એક પૂછું કે કોઇ પણ શાસ્ત્રના સત્યાસત્યનો આધાર એ ક્યાં જન્મ્યુ છે એના ઉપર હોઇ શકે ખરો? તો તો પછી કોઈ પણ પ્રજા કલ્યાણની વસ્તુનો બીજો દેશ ઉપયોગ જ ન કરી શકે. કારણ કે એ અમુક દેશમાં વિકસ્યું છે એટલા માટે જ એના પ્રત્યે સૂગ કે નફરત કેળવાય. જર્મની અને અમેરિકામા જન્મ્યું છે માટે એ સારું અને હિંદુસ્તાનમાં જન્મ્યું છે માટે એ નકામુ એમ શા માટે?

પ્રાચીન અર્વાચીનની વાત પણ કેવી વિચિત્ર લાગે છે? નવું એ જ સારું અને જૂનું એટલું તમામ ખરાબ એમ શું આપ માનો છો? સંસ્કૃત, ગ્રીક જેવી પુરાણી ભાષાઓ ઘણી પ્રાચીન હોવાના કારણે નકામી ગણી શકાશે ખરી?

એક વસ્તુ તો આપ સ્વીકારશો જ કે જેમાં પ્રજા પોતાના ઉત્કર્ષની કલ્યાણની ભાવના જુએ એને એ અપનાવે. કોઇ પણ આદર્શ કે ભાવના વિનાના શાસ્ત્રમા જનકલ્યાણની ભાવના હોઈ શકે ખરી?

જો આયુર્વેદમા કોઈ પણ પ્રકારનું બળ ન હોત તો પ્રજાએ એને ક્યારનું ય ઉથલાવી દીધું હોત આજે વરસોથી જે શાસ્ત્ર ટકી રહ્યું છે, અનેક હલ્લાઓમાં પણ જે પોતાપણું સાચવી રહ્યું છે એમાં શું કશું જ દૈવત નહિ હોય? અને આજે પણ હિંદના સાત લાખ ગામડામાં જેનો પ્રચાર છે, પ્રજા જેને પોતાના એક અંગ જેવા શાસ્ત્ર પ્રત્યે પ્રેમ અને મમતા બતાવે છે એ શું છે?

(૨) આપ કહો છો કે આયુર્વેદમાં જેમ લેખક જૂનો એમ એનું મહત્વ વિશેષ ગણાય છે નિસર્ગોપચારમાં લેખક જેમ નવો એમ એનું મહત્વ વિશેષ મનાય છે આ પણ કેવી દલીલ છે? જૂનો લેખક નકામો છે એમ શું આપ કહેવા માગો છો? કોઈ પણ શાસ્ત્ર એ ક્યારે અને કોણે લખ્યું છે એ શું એની ઉત્તમતાની પારાશીશી છે? તો તો પછી આપણા ષડ્દર્શનો અતિ પ્રાચીન કાળમાં લખાયાં છે, અને છતાં ય આજે દુનિયાનો અભ્યાસી વર્ગ એને ઉત્તમ સાહિત્ય તરીકે ગણે છે એ ભૂલ કરે છે એમ આપણે માનવું જોઇએ. કારણ કે એના પછી તો જાતિ, સમાજ અને એવા બીજા જીવન ઉપયોગી શાસ્ત્ર ઉપર ઘણાય પુસ્તકો નવામાં નવા લેખકોએ લખ્યા છે એ જ ઉત્તમ ઠરે. અને પેલા પ્રાચીન હોવાના કારણે

નક્કામા ઠરે, અને શાસ્ત્રની ઉત્તમતાનો આધાર એના લેખક ઉપર હોય છે કે એ શાસ્ત્રમા ભરેલા પ્રજા કલ્યાણના આદર્શો અને ભાવના ઉપર ?

(૩) 'આયુર્વેદનું' વિજ્ઞાન પ્રાચીન તત્વજ્ઞાન ઉપર રચાયું છે નિસર્ગોપચારનું' વિજ્ઞાન અર્વાચીન સંશોધનો ઉપર આધાર રાખે છે." આમાં આપ શું કહેવા માગો છો એ નથી સમજાતું. પ્રાચીન તત્વજ્ઞાન અને અર્વાચીન શોધખોળ એટલે શું ? કોઈ પણ વૈજ્ઞાનિક શાસ્ત્ર શોધખોળ વિના અસ્તિત્વમાં ન જ આવી શકે એમ તો આપ જ કહો છો તો પછી શું આયુર્વેદ વિજ્ઞાન નથી ? શું તમે એમ માનો છો કે આયુર્વેદની ઔષધીય યોજના કોઈ પણ જાતના અખતરા કે શોધખોળ વિના જ શરૂ કરી દેવામા આવી છે ? ઘડીભર સ્વીકારીએ કે આમ જ બન્યુ છે તો પછી એમ પણ કેમ ન બને કે અનુમાનથી જે શાસ્ત્ર રચાયું હોય એમા ભૂલો હોય દાખલા તરીકે સાઠોડી એક આયુર્વેદિક ઔષધ છે એનો ગુણ પેશાબ લાવવાનો–પસીનો લાવવાનો–સોજા ઉતારવાનો–અને શક્તિ આપવાનો છે. રોજિંદા ઉપયોગમાં એ આમાનુ એકેય કાર્ય ન કરે તો એના લખનારાઓએ ગપ્પા માર્યા છે એમ કહી શકાય આયુર્વેદના ઔષધોમાથી એવાં કયા ઔષધો છે કે જે પોતાના ગુણ પ્રમાણેના કર્મો નથી બતાવી શકતા ? આપ એ જણાવશો ?

આયુર્વેદ એ ત્રિદોષવાદના પાયા ઉપર રચાયું છે એ વાત સાચી છે. પણ રોગોની એકતાનો સિદ્ધાંત એટલે શુ ? એ એ સ્પષ્ટ કર્યું હોત તો નિસર્ગોપચારની નિદાનપદ્ધતિનો ચોક્કસ ખ્યાલ આવત રોગોની એકતા એટલે આપ દરદોના સ્પષ્ટ ચિહ્નો તો નથી કહેવા ને ? જો એમ હોય તો તો આયુર્વેદ એનાથીય આગળ જાય છે એ તો કહે છે કે કોઈ પણ દરદનું નિદાન અને ચિકિત્સા કેવળ એના ચિહ્નો ઉપર ન કરો પણ એ ચિહ્નો શા માટે ઉત્પન્ન થયા એનો વિચાર કરો.

આયુર્વેદની દૃષ્ટિએ નિદાન કરતી વખતે પાંચ વસ્તુનો વિચાર કરવામાં આવે છે.

निदानं पूर्वरूपाणी रूपाण्युपशयस्तथा ।
संप्राप्ति श्चेती विज्ञानं रोगाणां पंचधास्मृतम् ॥

નિદાન, રૂપ, પૂર્વરૂપ, ઉપશય અને સંપ્રાપ્તિ એમ પાંચ પ્રકારનો ઉત્તરોત્તર વિકાસ થતો સમ્યક્ ખ્યાલ આપતુ હોય એ રીતે જ નિદાન કરવામા આવે છે.

આ ઉપરાંત પણ સ્પર્શ, દર્શન વગેરેનો પણ રોગને સમજવા માટે ઉપયોગ કરવામા આવે છે આંખ, મુખ, જીભ, નખ વગેરેની પરીક્ષાનો પણ નિર્દેશ છે.

પણ આ બધાનો બાધ તો તમે કહો છો એમ ત્રિદોષવાદ ઉપર જ છે આ ત્રિદોષવાદને જરાપણ ઊંડે ઉતર્યા સિવાય એની તત્વદર્શી વ્યાખ્યા સિવાય જે કેવળ થોડા શબ્દે માત્ર મૂકવામાં આવે તો હું તો એને આ રીતે મૂકું:

મને લાગે છે કે તમે એટલું તો સ્વીકારશો જ કે શરીરને જીવંત સ્વરૂપમા રાખવા માટે ત્રણ વસ્તુની જરૂર છે. પોષણ, ગરમી અને ચેતન (ગતિ) આ ત્રણનું સંયોજન એ જ વાત, પિત્ત અને કફ કહી શકાય

શરીરને પોષણની જરૂર છે એ કફ પૂરું પાડે છે શરીરને ગરમીની જરૂર છે એ પિત્ત પુરું પાડે છે. અને શરીરને ચેતન (ગતિ) વાળું રાખવાનું કાર્ય વાત દ્વારા થાય છે.

- આમ પોષણ, ગરમી અને ચેતન [ગતિ] એ જ વાત, પિત્ત, કફ છે આમા જેનું ઓછા વધતાપણું થાય એના ઉપર એ પ્રકારના રોગોની ગણના કરવામા આવી છે પણ આપણે એમા નહિ ઉતરીએ કારણ કે એ તો એક સ્વતંત્ર ચર્ચા બની જાય છે અત્યારે તો એટલું જ જરૂરનું છે કે ત્રિદોષવાદ એ કેવળ કલ્પનાના ગોળા નથી પણ એની પાછળ એક વૈજ્ઞાનિક સ્પષ્ટ ખ્યાલ છે.

આપ આગળ જતાં કહો છો કે "આયુર્વેદમાં ઔષધોપચાર ઉપર મુખ્ય આધાર છે નિસર્ગોપચારમાં રહેલી કોઠાની શુદ્ધિ ઉપર મુખ્ય આધાર છે" આ વસ્તુ પણ એકાંગી અસત્ય છે હું આપને પૂછું છુ કે જેનું કામ રોગના ચિહ્નોની ચિકિત્સા કરવાને બદલે કારણની ચિકિત્સા કરવું હોય તેમા ઔષધોપચાર મુખ્ય હોઈ શકે ખરો ? અને ઔષધોપચાર એટલે શું ? ઔષધની વ્યાખ્યા શું ? આયુર્વેદમાં તો ઉપવાસને પણ ઔષધ ગણવામાં આવ્યું છે. પાણી પણ એક ઔષધ જ છે अजीर्णे भेषजं वारि અને તાવના એક દર્દીને બે દિવસના ઉપવાસ કરાવી મોસંબીનો રસ પીવડાવવો એને શું ઔષધોપચાર કહેવાશે ? તો તો પછી આપણે ખોરાક લઈએ છીએ એ પણ એક રીતે ઔષધમા જ આવી જાય છે

સાચી વાત તો એ છે કે આયુર્વેદના પાયામાં ઔષધ તો પછી આવે છે પ્રથમ સ્થાન તો છે તમે કહો છો એમ રહેણી કરણીની શુદ્ધિનું આમારી દિનચર્યા, ઋતુચર્યા આ વસ્તુના પુરક રૂપે પછી છે અને પછી આવે છે રોગને અનુસારે આયુર્વેદની પંચકર્મ વિધિ સ્નેહન, સ્વેદન વમન, વિરેચન અને બસ્તી આ એના પ્રકારો છે. આ પંચકર્મ વિધિદ્વારા શરીરના દોષોને દૂર કરવામા આવે છે અને પછી જે જરૂર જણાય તે ઔષધ આપવામાં આવે છે શાસ્ત્રનો આ આદેશ છે

નિસર્ગોપચારમા કટિસ્નાન જલોપચાર, એનીમા, માલીશ, વરાળ સ્નાન આદીના જે વગેરેનું મહત્વ છે એટલુ જ મહત્વ આ પંચકર્મ વિધિનુ આયુર્વેદે સ્વીકાર્યું છે અને તેય આજના જમાનામાં નહિ પણ વરસો પહેલા સંસ્કૃતિના ઉદય કાળે નિસર્ગોપચારની વાતો આજે આજે એરોપથી થતી હોય, એ જમાનાનું અમેરિકનું વિકાસ પામતું શાસ્ત્ર છે. પણ આપને તો એનો વરસો પહેલા ઉપયોગ થયો છે જે કલ્પના એનીમાની નિસર્ગોપચારો આજે છે એના કરતાં વધુ કલ્પના વાગ્ભટના સૂત્રસ્થાનમા બસ્તી (એનીમા)ની કરવામાં આવી છે આપને વિનંતિ કરું છુ કે આપ એ જોઈ જશો અને પછી જ અભિપ્રાય આપો.

અને તમે જેને વેપરબાથ કહો છો એને અમે સ્વેદન કહીએ છીએ. ગામડાંના માણસો નાહ કહે છે. આમાં શું તફાવત છે? એટલું ખરું કે તમે એને જમાનાની કહેવાતી સુધરેલી રીતે રજુ કરો છો. કોઠીઓ બનાવો છો ખુરસી ગોઠવી દરદીને એમાં બેસાડી પેક કરી વરાળ આપો છો. અમારા ગરીબ દેશમાં આ ખર્ચ નથી પોસાતું, એટલે અમે તો એમને એમ ઘરમાનો ધાબળો શરીરે વીંટી લઇને કામ પતાવી લઈએ છીએ, આટલા સાધનના તફાવત સિવાય કોઈ સિધાંતનો તફાવત છે ખરો?

તમારું માલીશ અને અમારા સ્નેહન અભ્યંગના પ્રકારો શું એક નથી? આમા ક્યાં ભેદ પડે છે એ બતાવશો. એક વાત સ્પષ્ટ છે કે તમે આ બધી વસ્તુને પ્રજાને શુ રુચે છે એ દૃષ્ટિએ નવા જમાનાનો ઓપ આપીને રજુ કરો છો બીજી રીતે કહુ તો શહેરોને જ પોસાય એટલા ખર્ચાળ રીતે એનો અમલ થાય છે—જરૂર આટલો આ બન્ને વચ્ચે તફાવત છે.

અને દવાની વાત આવે છે ત્યારે તો મને હસવું જ આવે છે. નિસર્ગોપચારમાં દવાને સ્થાન નથી એમ કહેનારાઓને વીટામીનની પેટન્ટ દવાઓ વાપરતા મેં મારી નજરે જોયા છે. અને આ આરોગ્યવિભાગના સંપાદક શ્રી રમણલાલ એન્જિનીઅર પોતે આવી બનાવટો વાપરે છે એમ કહેતા મને જરા પણ સંકોચ નથી જ્યારે અમે વૈદ્યો દવા આપીએ છીએ પણ અમારા ઔષધો હિન્દુસ્તાનની ભૂમિ ઉપર અનેક વનસ્પતિઓ થાય છે એમાથી જ પસંદ કરવામાં આવ્યા છે.' અમારા ઋષિમુનિઓએ એના અનેક અખતરાઓ કર્યા પછી એના ગુણ દોષ નક્કી કર્યા છે, આજે એનો ઉપયોગ અમને જ નહિ પણ પ્રાશ્ચાત્ય વિજ્ઞાનને પણ ઉપકારક બન્યો છે. હિંદની વનસ્પતિઓને રૂપાંતર કરીને બ્રિટિશ ફાર્માકોપિયા વાપરે છે જ્યારે અમે વૈદ્યો તો કુદરતી રીતે જ ઉત્પન્ન થયેલી વનસ્પતિઓનો ઉપયોગ કરીએ છીએ.

તમે નિસર્ગોપચારકો દવામા માનતા નથી એમ કહેનારાઓ જે ઉપચાર પદ્ધતિ અજમાવો છો એ જ ઔષધો છે એમ અમે આયુર્વેદ દૃષ્ટિએ કહીએ છીએ.

તમે દરદીને ભાજીઓ ખવડાવો છો. જુદા જુદા ફળફળાદિના રસો પીવડાવો છો એ શું છે? ભાજીમા રેચક ગુણ છે એનો વિચાર કરીને અમે એનો ઉપયોગ કરીએ એ ઔષધ અને તમે કુદરતી સારવારના ઓઠા નીચે મળશુદ્ધિ કરવા માટે એને વાપરો. એ ઔષધ નહિ એમ કહી શકાય?

સાચી રીતે તો આયુર્વેદ એ દવાનું શાસ્ત્ર જ નથી પણ આયુષ્યનું શાસ્ત્ર છે. મહર્ષિ ચરકે તો એના ગ્રંથની શરૂઆતમા જ કહ્યું છે કે:

नरो हिताहार विहार सेवी
समीक्ष्यकारी विषयेष्य शक्त
दाता समः सत्य परः क्षमायात्
आप्तोयसेवी स भवत्यरोगः

પણ આજે આ રીતે વર્તે છે કોણ? ધમાલિયા જીવનમાં રહેણીકરણી ઉપર ધ્યાન કોણ આપે છે? અને એનું પરિણામ આવે છે પેટનો બગાડ થવામાં પેટમાં સડેલા મળથી જ રોગોના મૂળ નંખાય છે. તમારું નિદાન પણ આ પેટ બગડવાના કારણ ઉપર જ રચાયું છે ને?

सर्वेषामेव रोगाणाम्
निदानं कूपिता मला

આ શ્લોક આજના કોઇ જર્મન—કે અમેરિકન નવા યુગના લેખકનો તો નથી ને?

સાહેબ સત્યશોધક! આપે છેલ્લે તો લખવામાં માઝા મૂકી છે. આપ કહો છો કે અર્વાચીન વૈદકીય પ્રશ્નોનો ઉકેલ એ પ્રાચીન શાસ્ત્રથી નહિ આવી શકે સાચી વાત છે પણ આપને એક પ્રશ્ન પૂછું? આજના આ કહેવાતા નિસર્ગોપચારનો ઉદય કેટલા વખતથી થયો છે? જેટલો વખત થયો હોય તેટલા ગાળામાં હિંદને ઉપકારક થવામા એણે કેટલી સફળતા મેળવી છે? આ શાસ્ત્રના ઉદય પહેલા હિંદમા એના સ્વાસ્થ્યની રક્ષા કેમ થતી હતી? એ વખતે શું ભયંકર રોગચાળા અને રોગોની અંધાધૂંધી ચાલતી હતી અને આ શાસ્ત્રના અસ્તિત્વ પછી બંધ પડી ગઈ છે? અથવા ઓછા થઈ ગઈ છે?

સાચી વાત તો એથી વિરુદ્ધ છે. તમે કોઈ પણ ગામડે જાઓ, અને તપાસ કરો કે એ ગામમાં માણસો માંદા પડે છે ત્યારે શું કરે છે? એ કોઈ નિસર્ગોપચારકને શોધવા જાય છે કે ગામના પાદરેથી ગળો, લીંબડો કે આકડો લાવી એમાથી પોતાની રોગમુક્તિ મેળવે છે?

આ મહાકાય વિશાળ ગરીબ દેશને તો ઓછામાં ઓછા ખર્ચે જેમાથી રોગમુક્તિ થાય એ જ પદ્ધતિ એને ઉપકારક થવાની. આયુર્વેદનો શાસ્ત્રીય પ્રચાર અને એનું જ્ઞાન એજ આજે તો દેશ માટે ઉપકારક છે. કારણ કે રોગની શાન્તિ માટે એજ પ્રદેશમાથી એને જે ઔષધની જરૂર હોય તે મળી રહે છે.

એટલે જે લોકો આયુર્વેદ નકામું છે, પુરાતત્વના સંગ્રહસ્થાનોમાં એને મૂકી દો એવું કહેનારાઓને મારી નમ્ર વિનતિ છે કે સમભાવ દૃષ્ટિથી આયુર્વેદને જુઓ અને પછી જ આપનો અભિપ્રાય આપો. હું તો એમ જ કહું છું કે આયુર્વેદ એ જ નિસર્ગોપચાર છે. પ્રજાએ એનો બુદ્ધિપૂર્વક અને જિજ્ઞાસાથી અભ્યાસ કરવો જોઇએ.

એક બીજી વાત પણ આ સ્થાને કહેવાનું મન થાય છે કે આજે જ્યાં જર્મની—અમેરિકા કે હિંદમા આ પદ્ધતિનો પ્રચાર કરવામાં આવ્યો છે. ત્યાં એનો લાભ ગામડાને કેટલો મળ્યો છે? આપણે એ ન ભૂલવું જોઇએ કે હિંદુસ્તાનમા તો શહેરો જ ઓછાં છે જ્યારે ગામડાં તો ૭ લાખ છે આ તમામ ઠેકાણે નિસર્ગોપચારની સારવાર પહોંચી શકશે ખરી? કારણ કે એના નિષ્ણાત વગર આ સારવાર થઈ શકાય એવું તો નથી લાગતું. બુદ્ધિથી ભલે તેટલું સમજતું હોય તો પણ તાવમાં

પાણીની ચાદરનો ઉપયોગ શરૂ કરશે એવો ભય તો ભગવાન મહાવીરને પણ લાગે છે એ તો તમે અનુભવ્યુ હશે જ એટલે જ એના નિષ્ણાત વગર સારવાર ન લઇ શકાય એમ હુ માનુ છુ. જ્યારે અમારા ઔષધોમા તાવમા ઉપવાસ કરવો અને ગગો લેવી આમા શુ ભય છે?

આ બધા પછી એક વાત જાહેર કરતા હુ શરમ અનુભવુ છુ આયુર્વેદને એની ઉચ્ચતમ કક્ષાએથી નીચે લાવી વર્તમાન પરિસ્થિતિમા લાવવા માટે એનો ધંધાદારી રીતે લાભાલાભની દૃષ્ટિએ ઉપયોગ કરનારાઓ એના જવાબદાર છે એમ કહેતા મને જરા પણ સંકોચ નથી પણ એથી એ શાસ્ત્ર નકામુ છે એમ તો ન જ કહી શકાય

ભારતની નવી પેઢી આયુર્વેદના શાસ્ત્રીય અભ્યાસ તરફ આકર્ષાઈ છે અને ભવિષ્ય બતાવશે કે આયુર્વેદ એ ઉચ્ચ શાસ્ત્ર હતુ, છે અને રહેશે

રજીસ્ટર્ડ પ્રેક્ટીશનર — વૈદ્ય પ્રાગજી મોનજી રાઠોડ
ભાવનગર

હવે આ ચર્ચાપત્રનો વિગતવાર જવાબ આપતા પહેલા આયુર્વેદ વિશેના મારા વિચારો ટૂકમા જણાવી લઉ જે વાચકો મારા લખાણો નિયમિત વાચે છે, તેઓ તો મારા વિચારો સારી રીતે જાણે છે, પણ નવા વાચકોની જાણ માટે જ આ ટૂકી રજૂઆત છે

એક હિંદી અને હિંદુ હોવાથી મારા દેશ, ધર્મ અને એના પ્રાચીન ગૌરવપૂર્ણ ઇતિહાસ માટે મને સ્વાભાવિક રીતે અભિમાન હોય જ 'પૂર્વજો તરફનો પૂજ્યભાવ એ એક સંસ્કારનુ અગત્યનુ લક્ષણ છે' એવા શ્રી મુનશીના મત સાથે સૌ સમજુ માણસો મળતા થશે જ જીવનના અનેક ક્ષેત્રોને પોતાના પ્રખર પુરુષાર્થથી સમૃદ્ધ કરનાર આપણા પૂર્વજો, જેમા ચરક સુશ્રુતાદિ આવી જાય છે, એમને માટે મને કોઇપણ વૈદના જેટલુ જ માન છે

પણ સાથે સાથે હુ એમ પણ માનુ છુ કે જીવન એ એવુ તો ગૂઢ, વ્યાપક, અટપટુ અને રહસ્યમય છે, કે એનો સપૂર્ણ તાગ કોઈપણ એક વ્યક્તિ, સસ્થા, પ્રજા, યુગ, ધર્મ, વિજ્ઞાન કે કલા કાઢી શકે નહિ

દરેક દેશ, કાળ અને પ્રજા પરત્વે જીવન તરફનાં દૃષ્ટિબિંદુઓ બદલાતા રહે છે, અને બદલાતા દૃષ્ટિબિંદુઓ મુજબ માનવ પુરુષાર્થનો પ્રવાહ પણ પલટાતો રહે છે આધ્યાત્મિક વિષયમા કદાચ જીવનના સનાતન મૂલ્યો હશે, પણ ઐહિક બાબતોમા તો જીવનના સનાતન મૂલ્યો હોવાનો સભવ બહુ ઓછો છે એટલે આ યુગની પ્રજા પોતાના ત્રાજવાથી પ્રાચીન વિચારકોને માપે અને એમને વિશે સારોનરસો અભિપ્રાય આપે એમા પૂર્વજો તરફ ઉપેક્ષા દેખાશે, કે અનાદર નથી પણ એ તો કેવળ પલટાયેલી પરિસ્થિતિ અને દૃષ્ટિબિંદુ પરિણામ છે, એ રીતે એનો વિચાર થવો જોઈએ

સંસ્કૃત ભાષાનો હુ પરમ પ્રશંસક હોવા છતાં રાષ્ટ્રભાષા તરીકે તો હુ હિંદીને જ સ્થાન આપુ દેલવાડાના મંદિરોની શિલ્પકલા અને તાજમહાલની સ્થાપત્યકલા આર્યાવર્તની ગૌરવરૂપ કલાઓ હોવા છતા એમના આધુનિક અનુકરણોને હુ રાષ્ટ્રીય સંપત્તિના બગાડ લેખે જ લેઉ પ્રતાપ અને શિવાજી આપણા પૂજનીય મધ્યકાલિન મહાપુરુષો થઈ ગયા હોવા છતા, આજનો રાષ્ટ્રધર્મ તો હિન્દુ–મુસ્લીમ એકતાનો જ છે એજ રીતે આયુર્વેદને પ્રાચીન આચાર્યોની એક મોટી સિદ્ધિ માનતો હોવા છતા હુ હિમાયત તો નિસર્ગોપચારની જ કરુ અને એનુ કારણ દેખીતુ છે "ઇતિહાસના ફરી ગયેલા પના ફરીથી ફેરવી શકાતા નથી' એ ફેરવવાના મિથ્યા પ્રયાસોમા પ્રજાની ઉન્નતિ નથી પણ અધોગતિ છે

પ્રાચીનકાળમા હિંદુઓ બીજા બધા શાસ્ત્રો પેઠે વૈદ્યક વિષયોમા પણ જગતભરમા અગ્રેસર હતા જગતની બીજી વૈદકીય પદ્ધતિઓને મુકાબલે આયુર્વેદની શ્રેષ્ઠતા ઠેઠ અઢારમી સદી સુધી રહી. છેલ્લી ત્રણ સદીમા પશ્ચિમમા અસંખ્ય વિદ્યાકલાઓનો અદ્ભુત વિકાસ થયો. જગતભરમા પૂર્વે કદી નહિ થએલો એવો વૈદકનો વિકાસ પણ આ સમય દરમ્યાન જ થયો આ વિકાસને નજર સામે રાખીને જોતા, આયુર્વેદ એ એક વામણુ શાસ્ત્ર દેખાય છે પણ એને માટે દોષ પ્રાચીન આચાર્યોનો નથી, પણ નવુ ના સ્વીકારનારા, જૂનુ ના ત્યાગનારા, અને ગતાનુગતિક રીતે ચાલનારા અર્વાચીન વૈદ્યોનો છે

હવે આપણે ચર્ચાપત્રના મુદ્દાઓ એક પછી એક તપાસીએ

સૌથી પહેલા તો ભાઇ પ્રાગજીભાઈ આયુર્વેદ એ સંપૂર્ણ શાસ્ત્ર છે કે અપૂર્ણ શાસ્ત્ર છે, એ જ કહેતા નથી. આજે વૈદ્યોનો એવો એક ઘણો મોટો વર્ગ વિદ્યમાન છે કે જે આયુર્વેદમા લેશમાત્ર સુધારાવધારાને અવકાશ છે, એમ કબૂલ કરવાને જ તૈયાર નથી. તેઓ તો કહે છે કે ત્રિકાળદર્શી ઋષિમુનિઓએ ઇશ્વરી પ્રેરણા હેઠળ લખેલા અપૌરુષેય ગ્રંથોમા સુધારાવધારા કરવાનો આપણને તે શો અધિકાર? તેઓ આયુર્વેદને સંપૂર્ણ શાસ્ત્ર માને છે, અને એની શક્યતાઓની કોઈ જ મર્યાદા આંકતા નથી આયુર્વેદથી અનેક પ્રકારની કલ્પનાતીત સિદ્ધિઓ મેળવી શકાય છે, એવો એમને દૃઢ વિશ્વાસ છે દા. ત જ્યારે મે નીચેનુ લખાણ ૧૧ ૧ ૧૯૪૩ના વડોદરાથી નીકળતા 'સયાજીવિજય'મા વાચ્યુ ત્યારે મારી અજાયબીનો પાર ન રહ્યો

'૫ હજાર વર્ષ પહેલા મહાભારતકાળમા વૈદ્યો પુરુષ સ્ત્રીના સયોગ વિના પુત્ર કે પુત્રી ઉત્પન્ન કરી શકતા દ્રોણ કૃપ અને કૃપી તેના દાખલા છે, તે વખતના વૈદ્યોમા આ રીતે પ્રજાને ઉછેરવાનુ એક સ્વતંત્ર શાસ્ત્ર હોવુ જોઇએ.'

આ હિંમતભર્યું વિધાન કોઇ હાલીમવાલી કે લેભાગુ વૈદે કર્યું નથી પણ લાહોરમા ભરાયેલ અખિલ હિંદ આયુર્વેદ મહાસભાના ૩૧મા સંમેલનના પ્રમુખ ગોંડળના રાજવૈદ્ય જીવરામભાઈ કાળીદાસે પોતાના પ્રમુખ તરીકેના ભાષણમા કર્યું છે

ઇતિહાસ, પુરાતત્ત્વ કે વૈદક પરત્વેની અર્વાચીન વૈજ્ઞાનિક દૃષ્ટિ જેને જેને લાધી છે, એવો કોઈ પણ અભ્યાસી આયુર્વેદના આ મહાપંડિતના મત સાથે ભાગ્યે જ મળતો થઈ શકશે.

એટલે જો ભાઈ પ્રાગજીભાઈ એમ માનતા હોય કે આયુર્વેદ એ સંપૂર્ણ શાસ્ત્ર છે, અને એને માટે કશું જ અશક્ય કે અસાધ્ય નથી, તો આ ચર્ચા આટલેથી જ સમેટી લેવી ઉચિત થશે. કારણ કે નિસર્ગોપચાર એ એક ઊગતું, દિનપ્રતિદિન વિકાસ પામતું અને અપૂર્ણ શાસ્ત્ર છે. એને ઘણી મર્યાદાઓ છે. સંભોગ સિવાય બાળકો પેદા કરવા જેવા જાદુમંતરના ખેલ એ કરી શકતું નથી! એટલે જો પૂર્ણ શાસ્ત્ર સાથે અપૂર્ણ શાસ્ત્રનો મુકાબલો થાય તો, "લાંબા જોડે ટુંકો જાય, એ મરે નહિ તો માંદો થાય!"

પણ હું સમજું છું ત્યાંસુધી તો ભાઈ પ્રાગજીભાઈ બુદ્ધિવાદની મર્યાદાઓમાં રહીને જ આયુર્વેદ અને નિસર્ગોપચારની તુલના કરવા ઇચ્છે છે. બુદ્ધિવાદની પહેલી મર્યાદા એ કે આપણે એ સ્વીકારવું જોઈએ કે માણસ પોતે જ અપૂર્ણ હોવાથી એના રચેલાં શાસ્ત્રો, દર્શનો અને કલાઓ અપૂર્ણ છે. "No science is greater than man" માણસ કરતાં કોઈ શાસ્ત્ર મોટું નથી. એક માણસના સર્જનનું બીજો વિસર્જન કરી શકે. એક પ્રતિભાશાળી પુરુષના સર્જન કરતાં, એનો અનુગામી બીજો પ્રતિભાશાળી પુરુષ જો વધુ સાધનસંપન્ન હોય, તો પોતાના પુરોગામીઓના અનુભવોનો લાભ લઈ વધુ સારું સર્જન અવશ્ય કરી શકે. ન્યૂટન અને આઇન્સ્ટાઇનનાં જીવનદર્શનો આ સિદ્ધાંત સ્પષ્ટ રીતે સિદ્ધ કરે છે. ન્યૂટનનું સંપૂર્ણ મનાતું જીવનદર્શન આઇન્સ્ટાઇનના જીવનદર્શનનો એક ખંડ માત્ર બની ગયું છે. આ ને આ નિયમ દરેક ક્ષેત્રને લાગુ પડે છે, એટલે આપણે હવે જોવાનું એ રહે છે કે આયુર્વેદ અને નિસર્ગોપચાર એ બે શાસ્ત્રોમાંથી કયું શાસ્ત્ર વધુ અપૂર્ણ છે.

આયુર્વેદનો કયો ભાગ ત્યાજ્ય અને કયો ભાગ ગ્રાહ્ય ગણવો એ આપના પ્રશ્નના જવાબમાં એમ કહી શકાય કે કેટલાક પ્રશંસાપાત્ર સૂત્રો અને શ્લોકો તેમજ આયુર્વેદના વનસ્પતિશાસ્ત્રનો મોટો ભાગ આજની દૃષ્ટિએ સ્વીકારી શકાય, બાકીનો બધો ભાગ જરીપુરાણો અને નિરુપયોગી તેમજ ઘણી વખત તો અનર્થક હોવાથી ત્યાજ્ય ઠરે છે.

નિસર્ગોપચારકો જ્યારે એમ કહે છે કે "આયુર્વેદનો ૯૦% ભાગ નિરુપયોગી છે" ત્યારે ઉચ્ચિત વૈદ્યો ઉશ્કેરાઈ જાય છે. પણ જરા ઠંડા મગજથી વિચાર કરશો તો જણાશે કે પ્રગતિશીલ વૈદ્યોની લઘુમતી આયુર્વેદનાં જૂનાં અંગો કચવાટપૂર્વક ન છૂટકે પણ ત્યાગી રહી છે, અને એનું સ્થાન અર્વાચીન વૈદકના અંગોને આપી રહી છે.

"પ્રત્યક્ષ શારીર" લખીને કવિરાજ ગણનાથ સેને પ્રાચીન શરીરરચના શાસ્ત્રનો ત્યાગ કરી, અર્વાચીન શરીરરચનાશાસ્ત્રને (Anatomy) અપનાવ્યું છે. નિદાનના આધુનિક સાધનો વૈદ્યો વાપરે છે. ચિકિત્સામાં પણ એલોપેથીની શોધ પરીક્ષામાંથી દવાઓ અને ઇન્જેક્શનો વૈદ્યસમાજમાં લોકપ્રિય થતાં જાય છે. સુશ્રુતની સર્જરીનું સ્થાન અર્વાચીન સર્જરીએ લીધું છે. આ પ્રવાહ ક્યાં જઈને અટકશે? જરા કલ્પનાને કસી સો વર્ષ પછીનો જમાનો જુઓ એટલે તમારી ખાત્રી થશે કે પ્રાચીન વૈદકનું સ્થાન અર્વાચીન વૈદક લેશે. હવે જે વસ્તુ પ્રગતિશીલ વૈદ્યો કકડે કકડે અને કઢંગી રીતે કરી રહ્યા છે, એની એ વસ્તુ નિસર્ગોપચારકો એકઝાટકે કરવાનું કહે છે, એમાં તેઓ શું ખોટું કરે છે?

(૧) "આયુર્વેદ હિંદુસ્તાનમાં જન્મેલું પ્રાચીન શાસ્ત્ર છે, નિસર્ગોપચાર જર્મની અને અમેરિકામાં જન્મેલું અર્વાચીન શાસ્ત્ર છે" આ વાક્યમાંથી બન્ને શાસ્ત્રોની પૂર્વભૂમિકા જુદી છે, એટલો જ અર્થ કાઢવાનો છે. એથી વિશેષ નહિ. હિંદુસ્તાનમાં જન્મી છે માટે જ કોઈ વસ્તુ નકામી છે એમ કેમ કહેવાય?

આયુર્વેદમાં બળ ના હોત તો પ્રજાએ એને ક્યારનુંય ઉવેખી દીધું હોત એ દલીલ બરાબર નથી. આયુર્વેદ ઉપર હલ્લો થયો છે જ ક્યાં? અંગ્રેજી રાજ્ય આવતા પહેલાં હિંદુસ્તાનમાં સેંકડો વર્ષ થયાં આયુર્વેદનો કોઈ હરીફ હતો જ નહિ. મુસ્લીમ બાદશાહો, મંદિરો તોડતા, પુસ્તકાલયો બાળતા અને લોકોને વટલાવતા, પણ એમણે ક્યાંય ઇરાદાપૂર્વક આયુર્વેદનો ઉચ્છેદ કર્યો હોય, વૈદ્યો પર ત્રાસ ગુજાર્યો હોય કે વૈદકના ગ્રંથોની હોળી કરી હોય, એવો ઇતિહાસમાં આધાર મળતો નથી. આયુર્વેદિક અને યુનાની પદ્ધતિ બે બેનો પેઠે છજતી. મુસ્લીમ બાદશાહો વૈદ્યોને હકીમો જેટલો જ રાજ્યાશ્રય આપતા. આયુર્વેદ ઉપર પહેલવહેલો હલ્લો એલોપેથીનો થયો અને હજી એ હલ્લો ચાલુ જ છે.

હિંદનાં સાત લાખ ગામડાંમાં આયુર્વેદનો પ્રચાર છે, એ વાત સાંભળીને જ હું તાજુબ થાઉં છું. હિંદનાં સાત લાખ ગામડાંમાં અજ્ઞાન, અંધશ્રદ્ધા, ધર્મ, વહેમ, દોરાચીઠું, ઊંટવૈદું અને ટૂચકાવૈદાના શંભુમેળા જેવી એક પદ્ધતિ પ્રચલિત છે ખરી! એને તમે આયુર્વેદ કહો છો? જો એને તમે આયુર્વેદ કહેતા હો તો એ વિધાનથી તમે આયુર્વેદનું ગૌરવ પાડો છો. આવી ભ્રષ્ટ પદ્ધતિને આયુર્વેદનું નામ શોભે નહિ. બૃહત્ત્રયી અને લઘુત્રયીનો તેમ જ આયુર્વેદના પ્રાચીન અર્વાચીન સાહિત્યનો જેમણે પદ્ધતિસર અભ્યાસ કર્યો હોય એવા સાત લાખ વૈદ્યો આ દેશમાં છે ખરા? આયુર્વેદ એ એક વ્યવસ્થિત વિજ્ઞાન છે કે પડીકાં અને નુસખાઓનો સંગ્રહ છે?

(૨) "આયુર્વેદમાં જૂના લેખકનું વધુ મહત્ત્વ છે: જ્યારે નિસર્ગોપચારમાં નવા લેખકનું." એ વાત સાવ સાચી છે. આયુર્વેદમાં ચરક, સુશ્રુત અને વાગ્ભટનું જે મહત્ત્વ છે, તે જ મહત્ત્વ, ગણનાથ સેન, જદુ ભટ્ટજી કે પ્રેમજીનું નથી. ઊલટ પક્ષે નિસર્ગોપચારમાં ટ્રોલ કે કુહને જેવા જૂના લેખકો કરતાં માઈકલ કે લીંડલાર જેવા નવા લેખકોનું વધુ મહત્ત્વ છે. કારણ કે એક રૂઢિચુસ્ત શાસ્ત્ર છે, જ્યારે બીજું પ્રગતિશીલ શાસ્ત્ર છે.

ડૉ. ટ્રોલ નામના એક મહાન નિસર્ગોપચારક ગઈ સદીમાં અમેરિકામાં થઈ ગયા. પોતાના સુપ્રસિદ્ધ ગ્રંથ "The Hydropathic Encyclopedia"માં એ કહે છે કે જોઈતું કાર્ય કરે છે, એને હિં. વૈદકશાસ્ત્રને હજી "

દર્દી વહેલો મરે છે. આ પ્રકારનો એક કેસ જે એલીસ બાર્કરે ટાંક્યો છે, જેમા સ્તનનું કેન્સર માલીસથી સર્વાંગીય થઈ બાઈ મરી ગઈ.

એટલે ઉપર જણાવેલા ઉપચારો કરવાથી નિસર્ગોપચારક થઈ શકાતું નથી નિસર્ગોપચારક થવા માટે તો સાથે સાથે શરીરશાસ્ત્રી, રોગશાસ્ત્રીનો અભ્યાસ આવશ્યક છે આ પ્રકારના અભ્યાસ સિવાય કેવળ દેખાદેખીથી નિસર્ગોપચાર અજમાવનારા લોકો મહર્ષિ ચરકના શબ્દોમાં કહું તો છદ્મચર (વેશધારી) વૈદ છે.

વૈદો પંચકર્મથી શરીર શુદ્ધિ કરે છે, માટે એમને નિસર્ગોપચારકો કહી શકાય નહિ. વૈદકીય કલાની દૃષ્ટિએ મુદ્દાનો પ્રશ્ન એ છે કે "કેટલી જીવનશક્તિના વ્યયથી તેઓ પોતાનું કામ કરે છે?" બાકી ગમે તે રસ્તે શરીરશુદ્ધિ કરનાર જો નિસર્ગોપચારક કહેવાતો હોય તો કેલોમલ અને મેગ સલ્ફથી શરીરશુદ્ધિ કરનારા એલોપેથોને પણ નિસર્ગોપચારકો માનવા રહ્યા આપણે ત્યાં વૈદો મોટે ભાગે ઔષધોપચાર કરે છે, પણ મવબાર તરફ તો હજુય આ પંચકર્મની ક્રિયા થાય છે, એ બધી જાડધરી પ્રક્રિયાઓમાં મને ઉત્સાહપ્રદ તત્ત્વ કશું જ દેખાયું નથી, ઊલટપક્ષે સમય, શક્તિ, પૈસા, અને જીવનશક્તિનો ભયંકર દુર્વ્યય દેખાયો છે. જીવનશક્તિની કરકસરવાળી શરીરશુદ્ધિની ક્રિયા એ જ કહેવાય કે જેના પરિણામે ઉગ્ર રોગોમાં મરણપ્રમાણ ઓછામાં ઓછું આવે અને હઠીલા રોગોમાં મટાડપ્રમાણ વધુમાં-વધુ આવે.

બીજો મહત્ત્વનો પ્રશ્ન એ છે કે વૈદો જો એક બાજુ શરીરશુદ્ધિ કરતા હોય અને બીજી બાજુ પારા, સોમલ જેવી ઝેરી દવાઓ વાપરી પોતાના દર્દીઓનાં શરીર અશુદ્ધ કરી મૂકતા હોય, તો પછી પંચકર્મની શરીરશુદ્ધિનો અર્થ શો રહ્યો, એ કોઈ સમજાવશે?

અર્વાચીન વૈદકીય પ્રશ્નોનો ઉકેલ આયુર્વેદ જેવા પ્રાચીન શાસ્ત્રથી નહિ આવી શકે એમ કહેવામા કે લખવામાં માઝા મુકાતી નથી. આ એક નક્કર અને વાસ્તવિક હકીકત છે. એમાં આયુર્વેદને ગાળ દીધી નથી કે હલકું પાડયું નથી પણ આયુર્વેદનું યોગ્ય સ્થાન બતાવ્યું છે.

મારી વિદ્યાર્થી અવસ્થામાં અમે શ્રી રામનારાયણ પાઠક સાથે વાર્તાલાપ ગોઠવ્યો હતો, એમાં આ દેશના મુસ્લીમ અમલ વિષે પૂછતાં એમણે જણાવ્યું હતું કે: "જૂના જમાનાના મુસ્લીમ બાદશાહોના જુલમો ઉપરથી તેમનો રાજઅમલ દરેક રીતે ખરાબ જ હતો એમ કહી શકાય નહિ"

"એમના અમલના ગુણદોષોનું સાચું મૂલ્યાંકન એ જમાનાની પરિસ્થિતિના પ્રકાશમાં થવું જોઈએ. એ જમાનામાં ઈંગ્લેંડમાં શું હતું? ત્યાં પણ પ્રોટેસ્ટંટો અને રોમન કેથોલીકો એક બીજા ઉપર અત્યાચાર કરતા હતા"

શ્રી ઝવેરચંદ મેઘાણી સાથે ગુજરાતના સુલતાનો વિષે ચર્ચા થયેલી, ત્યારે એમણે કહેલું કે "મને ગુજરાતના સુલતાનો તરફ ખાસ આદરભાવ છે. તેઓ શાણવિચારી હતા. અને ધાર્મિક જુલમ તો એ જમાનામા સર્વસામાન્ય હતો."

આ બન્ને સાહિત્યકારોનું દૃષ્ટિબિંદુ સાચી ઐતિહાસિક દૃષ્ટિમાંથી ઉદ્ભવ્યું છે હવે આજ ઐતિહાસિક દૃષ્ટિથી આપણે આયુર્વેદને જોવા જોઈએ. આયુર્વેદની સિદ્ધિઓનું સાચું મુલ્યાંકન એ જમાનામા બીજા દેશોએ વૈદકમાં કેટલી પ્રગતિ કરી હતી એ જોઈને જ થઈ શકે એ રીતે જોતા આપણને આયુર્વેદની મહત્તા અવશ્ય દેખાય છે, પણ આજની પ્રચંડ વૈદકીય પ્રગતિના પ્રકાશમાં આપણે જો આયુર્વેદને જોઈએ અને એ વામણો દેખાય, તો એમાં દોષ આયુર્વેદનો નથી, પણ આયુર્વેદની અસ્થાને સરખામણી કરનાર અતિ ઉત્સાહી વૈદોનો છે.

પણ મારી વાત કદાચ પ્રાણજીભાઈને ગળે નહિ ઊતરે. એ કહેશે કે તમે નિસર્ગોપચારક હોવાથી તમને આયુર્વેદ તરફ પૂર્વગ્રહ છે. તમે આ શાસ્ત્રને સમભાવથી જોતા નથી.

તો નીચેનો અભિપ્રાય જરા જોશો? એના લેખક શ્રી દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી ઝંડુ ભટ્ટજીના ભાણેજ અને આપણા એક સુવિખ્યાત વૈદ્ય છે. ઇતિહાસ અને પુરાતત્ત્વના ક્ષેત્રમાં એમણે કરેલી બહુમૂલ્ય સેવાઓને ગુજરાત વર્ષોથી પિછાને છે. આયુર્વેદ તરફ તેઓશ્રી સમભાવથી નથી જોતા, એમ ભાગ્યે જ કોઈ કહી શકશે!

"આયુર્વેદમાં પણ એથી વધારે વિજ્ઞાનોનો સમાવેશ થાય છે. અત્યારે પાશ્ચાત્ય વૈદકશાસ્ત્રમા પારંગત થવા માટે જેટલાં શાસ્ત્રોનું જ્ઞાન આવશ્યક ગણાય છે, તેટલાની જૂના વખતમાં આશા ન રાખી શકાય."

"આ ભૌતિકશાસ્ત્રોનું પ્રાચીન સ્વરૂપ આજનાં પાશ્ચાત્ય ધોરણથી માપવું ન જોઈએ એ જમાનામાં બીજા દેશોએ આ વિષયોમાં કેટલી નિપુણતા મેળવી હતી એ ધ્યાનમાં રાખતાં, અને એ વખતની સાધનસંપત્તિ જોતાં પ્રાચીન આર્યોએ કેટલી વૈજ્ઞાનિક ગ્રહણશક્તિ (Scientific insight) કેળવી હતી એ જ જોવાનું છે."

("આયુર્વેદનો ઇતિહાસ" પાન ૫)

એ જ રીતે આગળ જતાં નિસર્ગોપચારના એક મહત્ત્વના અંગ સમાન જલોપચાર વિષે તેઓશ્રી કહે છે કે:—

"ઋગ્વેદના વૈદકવિઓએ પાણીમાં જરૂર કાંઈક જાદુઈ શક્તિ માની છે. પણ આ આપણા હિંદી અને યુરોપી આર્યો જે વખતે સાથે રહેતા તે વખત જેટલી જૂની છે, એમ ભિન્ન પ્રજાઓના પ્રાચીન સાહિત્યની સરખામણીથી જણાય છે કદાચ શીત અને ઉષ્ણ સ્નાનના ફાયદા પાણીનો રોગહર મહિમા ગાનાર ઋષિના જાણવામાં હોય; પણ હાલમાં જલોપચારશાસ્ત્ર (Hydropathy)નો જે વિકાસ થયો છે તેને તો આધુનિક જ માનવો પડશે. પાછળના આયુર્વેદિક સાહિત્યમાં જલોપચારની ઝાઝી વાત નથી. એ ઉપરથી ઉપરના અનુમાનને પુષ્ટિ મળે છે."

(આયુર્વેદનો ઇતિહાસ પાનું ૨૧)

'આયુર્વેદ એ જ નિસર્ગોપચાર છે' એ પ્રકારનો ભ્રામક પ્રચાર જેમ વહેલો બંધ થાય એમ બહુ જ સારું. આધુનિક

એટલા માટે તેઓ એલોપેથિક જંતુઘ્ન દવાઓ છૂટથી વાપરી રહ્યા છે. દા. ત. આપણા જાણીતા વનસ્પતિશાસ્ત્રી અને સુવિખ્યાત વૈદ બાપાલાલભાઈ "પ્રસ્થાન"માં સૂતિકાજ્વરમાં પ્રોન્ટોન્સીલ વાપરવાની હિમાયત કરે છે, અને આયુર્વેદિક દવાઓની અસરકારકતા વિષે શંકા ઉઠાવે છે.

હવે મારા જેવાને પ્રશ્ન એટલો જ થાય છે કે વૈદો જો એલોપેથી આગળ હાર કબૂલ કરતાં શરમાતા ના હોય, તો તેઓ નિસર્ગોપચારમાંથી સાચી વસ્તુ સાચી રીતે શા માટે સ્વીકારતા નથી ?

(૨) જંતુવાદ વિષે આયુર્વેદને શું કહેવાનું છે ? બે પરસ્પર વિરોધી છાવણીઓમાંથી ત્રિદોષવાદના તત્વજ્ઞાન મુજબ સાચું કોણ છે.

(૩) વેકસીનેશનનો પ્રશ્ન એ આજના યુગના વૈદકનો એક મહાન પ્રાણપ્રશ્ન છે. કેટલાક દેશોમાં વેકસીનેશન ફરજિયાત છે. કેટલાક દેશોમાં મરજિયાત છે, એને વિષે આજ સુધી અનેક દેશોમાં કમીશનો પણ નિમાયાં છે. એના હિમાયતીઓ અને વિરોધીઓ બંનેએ પોતપોતાનો પક્ષ સિદ્ધ કરવા માટે લાખો રૂપિયા ખર્ચ્યા છે. બધા સુધરેલા દેશોમાં એન્ટીવેકસીનેશન સોસાયટીઓ હોય છે. આ પ્રશ્ન વિષે આયુર્વેદને ત્રિદોષવાદની દૃષ્ટિથી શું કહેવાનું છે ? કાંઈજ નહિ ! જેને જેમ ફાવે તેમ વર્તે છે. આપણા દેશમાં ફરજિયાત વેક્સિનેશન છે, આ કાયદાને ઉત્સાહથી વધાવી લેવો-કે એનો ઉગ્ર વિરોધ કરવો એ સબંધી વૈદોના ભારતીય મંડળો કે પ્રાંતિક મંડળો તરફથી હું જાણું છું ત્યાં સુધી તો કશુંજ વ્યવસ્થિત માર્ગદર્શન અપાયામાં આવ્યું નથી.

મને સૌથી વધારે રમૂજ તો એ આવી કે આયુર્વેદના એક જાણીતા માસિકમાં મારો બળિયાની રસીની વિરુદ્ધનો લેખ 'નવરચના'માંથી ઊતારવામાં આવ્યો હતો. એના એજ અંકમાં થોડાંક પાનાઓ પછી એક એલોપેથનો બળિયાની રસીની હિમાયત કરતો લેખ છપાયો હતો. એ અંકમાં તંત્રીએ કશુંજ લખ્યું નહોતું ! વિચારોની આ અંધાધૂંધીમાં બિચારા સામાન્ય વાચકની શી દશા ?

તમે કે તમારા જેવા બીજા જે કોઈ વૈદ એમ માનતા હો કે આયુર્વેદ એ મતમતાંતરનો ઉકરડો નથી. પણ એક વ્યવસ્થિત નિયમબદ્ધ વિજ્ઞાન છે, એમની પહેલામાં પહેલી અને પવિત્ર ફરજ એ છે કે એલોપેથો કે નિસર્ગોપચારકો કોઈની પણ શરમ રાખ્યા સિવાય આયુર્વેદના તત્વજ્ઞાન મુજબ અર્વાચીન પ્રશ્નો ઉપર કોઈ પણ જાતની સંદિગ્ધતા સિવાય, સ્પષ્ટ, સચોટ અને નિશ્ચય નિર્ણયો આપવા જોઈએ. જ્યાંસુધી આમ ના થાય ત્યાં સુધી મારા જેવા માણસો એમ માને કે એલોપેથીની પેઠે આયુર્વેદનું ચિકિત્સાશાસ્ત્ર એ પણ એક ઢંગી વૈદું જ છે, તો તેઓ દોષપાત્ર મનાય ખરા ?

(૪) જેવું બળિયાની રસી વિષે તેવું જ બીજી બધી રસીઓ વિષે. વૈદોએ રસીઓનો ઉપયોગ કરવો કે ના કરવો ? જો કરો છો તો વળી ત્રિદોષવાદની હાર સ્વીકારી જંતુવાદની છત સ્વીકારો છો. ત્રિદોષવાદની હાર ન સ્વીકારતા હો તો પણ એની મર્યાદા તો સ્વીકારો છો જ. રસીઓના ઉપયોગથી જ તમે એમ કહી રહ્યા છો કે જંતુજન્ય રોગો જેવા પ્રાણઘાતક રોગોમાં ત્રિદોષવાદનું કંઈ નહિ ચાલે એ રોગોમાં તો જંતુવાદના આરોગ્ય આગળ જ શીર ઝુકાવવું જોઈશે. જો રસીઓ ના વાપરવા માગતા હો તો રસીઓ જેવાં જ પરિણામો આણી શકશો ?

ઝંડુ ફાર્મસી જેવી પ્રતિષ્ઠિત ફાર્મસી તરફથી બહાર પડેલ 'આયુર્વેદ ચિકિત્સા સાર'માં ડિફથેરીઆની સારવાર આપીને હેઠળ લખવામાં આવ્યું છે કે 'કહે છે કે ડિફથેરીઆની સીરમ સારી અસર કરે છે' આવાં સંદિગ્ધ વચનોનો શો અર્થ કાઢવો ?

બીજી એક જાણીતી ફાર્મસીને મેં રસીઓ વિષે પુછાવ્યું ત્યારે એમણે જણાવ્યું કે 'અમે કાંઈ ચોક્કસ જવાબ આપી શકતા નથી'

બધા એલોપેથો કહે છે કે ડિફથેરીઆની સારવાર રસી સિવાય કરવી એ એક ગુનાહિત કૃત્ય છે. બધા નિસર્ગોપચારકો કહે છે કે ડિફથેરીઆની સારવાર રસીથી કરવી એ એક ગુનાહિત કૃત્ય છે.

આવા ભયંકર મતભેદમાં વૈદોને શું કહેવાનું છે: વ્યક્તિગત રીતે અને સામુદાયિક રીતે ?

ધારો કે આવતી કાલે તમને જ આવનગરમાં એક ડિફથેરીઆના કેસમા બોલાવવામાં આવ્યા. સાથેસાથે એક એલોપેથિક દાકતરને પણ બોલાવ્યા. દાક્તર સ્વાભાવિક રીતે જ કહેશે કે "હમણાંને હમણાં એન્ટી-ટોકસીનનું ઈન્જેકશન આપી દો. રસીની સારવાર હેઠળ ડિફથેરીઆનું મરણપ્રમાણ નહિવત છે. આવા ભયંકર રોગમાં તમારું જરીપુરાણું આયુર્વેદ કામ નહિ કરે. તમારે આપવું હોય તો અપચામાં હિંગાષ્ટક આપજો, પણ મહેરબાની કરીને અહીં માથું ના મારશો.

તમે શું જવાબ આપશો ? 'હું કાંઈજ કહી શકતો નથી' એવું કહેશો ?

તમારે રસીની તરફેણમાં કે વિરુદ્ધમાં મત આપવો તો પડશે જ. રસીની તરફેણમાં મત આપો છો તો એલોપેથીની મહત્તા અને આયુર્વેદની લાચારી કબૂલ કરો છો. જો વિરુદ્ધમાં મત આપો છો તો રસી જેટલી જ અથવા તો એથી વધુ અસરકારક કેટલી દવાઓ તમારી પાસે છે, એ સાબિત કરવાની જવાબદારી તમારે માથે આવી પડે છે.

(૫) આયુર્વેદના નિદાનમાં થરમોમીટરથી માંડીને એકસ-રે જેવાં નિદાનનાં આધુનિક સાધનો વાપરવાં કે ના વાપરવાં ? જો વાપરો છો તો પ્રાચીન નિદાનનું અધૂરાપણું આપોઆપ સિદ્ધ થાય છે. નથી વાપરતા તો આ સાધનો જેવું જ ચોક્કસ નિદાન તમે કરી શકો ?

અને આ જમાનાના સાધનોથી રોગનિર્ણયનું નિરીક્ષણ-પરીક્ષણ કર્યા પછી એ રોગોને દરેક દાખલામાં પ્રાચીન નામો વળગાડવાનો આગ્રહ કેટલે અંશે વ્યાજબી છે ?

(૬) આયુર્વેદમાં ઉપવાસનું સ્થાન શું ?

# ક્ષયનાં કારણ અને નિવારણ

લેખક : શ્રી. ભૂપતરાય મો. દવે

The cure for Tuberculosis is a question of nutrition.

—Sir William Osler

અર્થ : "ક્ષયની સાધ્યતા ખોરાકના પ્રશ્ન ઉપર નિર્ભર છે"

—સર વિલિયમ ઓસ્લર

હિંદુસ્તાનમાં ક્ષયરોગનો ફેલાવો મોટા પ્રમાણમાં છે તેનાં કારણો અનેક છે. આપણા સામાજીક રીત-રિવાજો, રહેણીકરણી, ભેજવાળી હવા, અમલ ગરીબાઈ, સત્વહીન આહાર વગેરે, આવા બીજાં અનેક કારણો ગણાવી શકાય તેમ છે.

ગુજરાતના પાટનગર અમદાવાદમાં તેમજ મુંબઈ જ્યાં મિલોની સંખ્યા વધારે છે, ગીચ વસ્તીવાળા રસ્તાઓ છે, એથી સૂર્યનો પ્રકાશ અને સ્વચ્છ, નીરોગી હવા માણસોને મળતાં નથી. આ બધાની ખરાબ અસર માણસોના આરોગ્ય પર પહોંચે છે. ઉધરસ, તાવ, કબજિયાત મરડો, દમ, શરદી, સળેખમ, પાંડુરોગ વગેરે રોગો અશુદ્ધ હવા અને સત્વહીન ખોરાકને આભારી છે, ગંગા નદીના કિનારાની આસપાસ આવેલ ભેજવાળો પ્રદેશ, પંજાબ પ્રાંત, મલબાર કિનારો, સરહદ પ્રાંતની ખીણો અને ગુજરાત આ પ્રદેશોમાં ક્ષયનું પ્રમાણ-ઘણું મોટું છે. તેમાં પણ ગામડાં કરતાં શહેરમાં ક્ષયનું પ્રમાણ દિન પ્રતિદિન વધતું જાય છે.

ક્ષય ફેલાય છે એની પાછળ બીજાં અનેક કારણોમાં ગામડાંનાં તંદુરસ્ત લોકો ધંધો-રોજગાર કરવા માટે શહેરમાં આવે છે. દા. ત. ગુરખાઓ અને પહાડો પહાડી પ્રદેશમાં રહેનારા છે, પહાડની હવામાં ક્ષય નથી થતો. આ લોકોને પૈસાની આર્થિક સંકડામણને કારણે શહેરમાં કામ-ધંધા માટે આવવાનું થાય છે. શહેરમાં આવ્યા પછી આપણાં ક્ષયવાળા માણસનો સંસર્ગ થતા તેમના પર ક્ષયની માઠી અસર થાય છે. ક્ષયથી ઘેરાયેલા દર્દી પાછા પોતાના વતનમાં જાય છે ત્યાં પણ બીજા લોકોને ક્ષયનો ચેપ લાગે છે અને ધીરે ધીરે ક્ષયના દર્દીની સંખ્યા વધવા માંડે છે.

કાશ્મીર જેવા ઠંડા સ્થળે કે ત્યાં દર્દીઓ ત્યાંની આરોગ્યપ્રદ હવાથી રોગથી મુક્ત થતા, ત્યાં પણ આજે પછાત ગણાતી કોમમાં ક્ષયરોગનું પ્રમાણ વધી રહ્યું છે. સાચી વાત તો એ છે કે હિંદુસ્તાનનાં હવા પાણી એટલાં નિર્મળ છે કે ક્ષયરોગ આવી ન શકે છતાં છેલ્લાં ૩૫થી ૫૫ વરસમાં હિંદમાં ક્ષયરોગનું પ્રમાણ વધ્યું છે. થોડા વરસ પહેલા લેડી લીનલીથગોએ હિંદમાંથી ક્ષયરોગને નાબૂદ કરવા માટે ફંડ ઊભું કર્યું હતું આ ફંડમાં રાજામહારાજાઓએ અને ધનિકોએ તેમજ જાહેર જનતાએ પૈસાની પુષ્કળ મદદ આપેલી છે.

ક્ષયરોગને અટકાવવા માટે સેનિટોરિયમ-દવાખાનાનાં સ્થળો વધારવાં જોઈએ જ્યાં વરસાદ ઓછો પડતો હોય, ખુલ્લા મેદાનો હોય, હવામાં ભીનાશ બહુ જ થોડા પ્રમાણમાં હોય, ઓછી ગરમી, સૂકી, ઠંડી હવા આ બધાનો સુમેળ હોય ત્યાં ક્ષયરોગ આપોઆપ ભાગી જાય છે. ઉત્તર હિંદુસ્તાન, મહારાષ્ટ્ર, રાજપુતાના, મધ્યપ્રાંત, મહીસુર આ બધા સ્થળોની હવા ક્ષયરોગને અટકાવવા માટે મદદરૂપ બની શકે તેમ છે.

## ક્ષય થવાનાં કારણો

હિંદુસ્તાનમાં ક્ષયનો ફેલાવો દિવસે દિવસે વધતો જાય છે તેનાં કારણોમાં અત્યંત ગરીબાઈ છે. લોકોને એક વખત પેટ પૂરતું ખાવાનું ન મળતું હોય ત્યાં પૌષ્ટિક ખોરાકની વાત કેવી રીતે કરવી.

હિંદમાં લાખો માણસો ક્ષયના ભોગ બનતાં જાય છે કારણ કે ઘી, દૂધ, દહીં, છાશ, માખણ ફળો વગેરે સત્વવાળો ખોરાક મળતો નથી જ્યાં સૂકો સત્વહીન ખોરાક શરીરને પોષણ માટે મળે છે ત્યાં ક્ષય રોગનો હુમલો થાય છે.

આ ઉપરાંત ગીચ વસ્તીમાં રહેઠાણ સ્વચ્છ હવાનો અભાવ, પ્રકાશને બદલે અંધકાર છે, ત્યાં ક્ષય વધારે પ્રમાણમાં પ્રસરે છે.

અધુરા શ્વાસોચ્છ્વાસ, મોટી ઉધરસ, ન્યુમોનિયા, છાતીની નબળાઈ ઓછું આરામ જીવન, અતિમૈથુન, વીર્યનો નાશ, ઇન્ફલ્યુએન્ઝા, શરદી, સળેખમ, રાતના ઉજાગરા, અનિયમિત ભોજન, તથા મિલ, કારખાનાની ગંદી હવા દારૂ તેમ જ તમાકુ-ગાંજો-બીડી વગેરે વ્યસનોથી ક્ષય રોગ લાગુ પડે છે. સ્ત્રીઓમાં ક્ષય થાય છે તેનાં કારણોમાં વારંવાર આવતી સુવાવડ, શક્તિ ઉપરાંતનું ઘરકામ, માનસિક ચિંતા, આર્થિક સંકડામણ પડદાનો રિવાજ, મળ-મૂત્રનો વેગ રોકવો, તંગ બોડીસ પહેરવી, બળાપો સ્વભાવ, ઈર્ષા, જ

કારણોને લીધે જીવનશક્તિ (Vitality) ઘસાઈ જાય છે. આને લીધે ધીરે ધીરે શરીર ઉપર ઘસારાની અસર દેખાવા માંડે છે. આમને આમ છ-બાર મહિના કે વધુ સમય જતાં ક્ષય રોગનો ભોગ થઈ પડે છે.

## ગંદી અને ભેજવાળી હવા

ક્ષય રોગનું મૂળ ગંદી હવા અને ભેજવાળી જમીન છે. શુદ્ધ હવાથી માણસ નીરોગી રહે છે. જ્યારે ગંદી હવા માણસને બીમાર પાડે છે.

એક સુપ્રસિદ્ધ પ્રયોગ અહીં રજુ કરું છું.

ટ્રુડો (Trudeau) નામના ક્ષય રોગના નિષ્ણાત વિદ્વાને કેટલાંક નીરોગી સસલાંને ક્ષયરોગ લાગુ પાડયો. તેમાંથી થોડાં સસલાંને ખુલ્લી હવામાં, પ્રકાશમાં, ભેજ વગરની જગામાં રાખ્યાં. આમાંથી કેટલાંક તદ્દન નીરોગી રહ્યાં અને બચી ગયાં. કેટલાંકને સાધારણ ક્ષયની અસર થઈ. જ્યારે બીજાં કેટલાંક સસલાંને સૂર્યનો પ્રકાશ કે ચોકખી હવા ન મળે તેવી અંધારી, ભેજવાળી જગામાં રાખવામાં આવ્યાં પરિણામે તે બધાં સસલાંને ક્ષયરોગ લાગુ પડયો અને મૃત્યુ પામ્યાં.

આ નિયમ માણસને પણ લાગુ પડે છે.

## ક્ષયના પ્રકાર

ક્ષયના અનેક પ્રકાર છે. ફેફસાંનો ક્ષય, આંતરડાનો ક્ષય, હાડકાંનો ક્ષય, કરોડનો ક્ષય. આવા બીજા અનેક પ્રકારના ક્ષય માનવીના શરીરમાં જુદા જુદા સ્વરૂપે દેખા દે છે. પણ મોટા ભાગે ફેફસાંના ક્ષયથી પીડાતાં માનવીઓની સંખ્યા આપણા જોવામાં આવે છે. એટલે હાલ તો ફેફસાંના ક્ષય વિષે વિગતો આપવી વધુ જરૂરી છે.

## ક્ષયનાં બે રૂપ ઉગ્ર અને મંદ

ક્ષય પણ ઉગ્ર અને મંદ આમ બે સ્વરૂપે દેખાય છે. સામાન્ય રીતે જે માણસને ઉગ્ર ક્ષય રોગ થાય છે તે ભાગ્યે જ બચે છે. કારણ કે આ ઉગ્ર રોગ ઘણી મોટી ઝડપથી ફેફસાંમાં ફેલાઈ જાય છે. ઈલાજો શરૂ કરતાં કરતાં તો દર્દીનું જીવન પૂરું થાય છે. આ ઉગ્ર ક્ષય દર્દીને દરરોજ છેતરતો હોય છે છતાં એની ખબર તેને સમયસર નથી પડતી. પરિણામે દર્દી ત્રણ કે છ મહિને મૃત્યુ પામે છે.

## ક્ષયનો મંદ (ક્રોનિક) પ્રકાર

ક્ષયના મંદ સ્વરૂપમાં દર્દીની સારવાર કરવાનો પૂરતો સમય મળે છે. દર્દ વિષે સમ્પૂર્ણ રીતે વિચારી શકાય છે. ક્ષયનું નિદાન યોગ્ય રીતે કરીને તેની સારવાર શરૂ થવી જોઈએ. કારણ કે શરૂઆતમાં દર્દીની શક્તિઓ મંદગતિથી ઘસાતી જાય છે. આ વખતે બુદ્ધિપૂર્વક યોજાયેલા કુદરતી ઇલાજો કામ કરી જાય છે. આથી દર્દીનું જીવન આરોગ્ય લંબાય છે.

## આપણી અજ્ઞાનતા

આપણે ત્યાં શરૂઆતમાં રોગ વિષે બેદરકારી રાખવામાં આવે છે. રોગની ગંભીરતાનો કશોય ખ્યાલ પણ કરતાં નથી. જ્યારે રોગનું, ઝેરનું પ્રમાણ એકાએક પ્રસરવા માંડે છે ત્યારે દર્દીના સગાં-સંબંધીઓ દવા-દારૂની પાછળ તડામાર પ્રયત્નો કરે છે. અને પૈસાનો પુષ્કળ વ્યય કરે છે. છતાં દર્દી બચી શકતો નથી. આટલું જણાવ્યા પછી ક્ષયરોગ વિષે થોડી જાણ પડે કે તરત જ સાચી સારવાર શરૂ કરી દેવી જેથી ઓછો શ્રમ અને થોડા ખર્ચથી દર્દી રોગમુક્ત બને.

## ક્ષયનાં લક્ષણો

શરીરમાં થાક લાગે છે, શરીર આસ્તે આસ્તે ઘસાતું જાય છે. ઉધરસનું ઠસકું આવે. હાડમાં ઝીણો ઝીણો તાવ રહ્યા કરે છે મન નિરુત્સાહ અનુભવે છે, લગભગ આખો દિવસ માનસિક થાક લાગે છે, પાચનક્રિયા મંદ પડે છે. સ્ફૂર્તિ અને શક્તિ અદૃશ્ય થાય છે પરિણામે સ્વભાવ બદલાઈને ચીડિયો બને છે.

આ ઉપરાંત કબજિયાત, અપચો થાય છે, જેને લીધે શરીરનું વજન દિનપ્રતિદિન ઘટતું જાય છે. નાડીની ગતિ ઝડપી બને છે. લોહીનો રંગ લાલને બદલે ફિક્કો દેખાય છે. મોં ઉપર નિસ્તેજતા છવાઈ જાય છે. આંખો ઊંડી અને ઝાંખપવાળી બને છે. ફેફસાંમાં અને ખભાની પાછળ સતત ઝીણો ઝીણો દુખાવો રહ્યા કરે છે. અને સાંજને વખતે સામાન્ય તાવ આવવાની શરૂઆત થાય છે. પાછલી રાતના પરસેવો આવે છે છતાં શરીરમાં અસુખ લાગે છે.

આ બધાં ચિહ્નો શરીરમાં દેખા દે ત્યારે ગફલત ન રાખતાં કોઈ અનુભવી નિષ્ણાત ડૉક્ટરની પાસે દર્દીનું શરીર, ફેફસાં, લીવર, જઠર, આંતરડાં, મૂત્રાશય, ગળફા, પેશાબ, લોહી, મળ વગેરે તપાસાવીને વહેલી તકે નિર્ણય કરી લેવો. આ બધા પછી દર્દીના ફેફસાંનો એકસ-રે ફોટો લેવો જેથી ક્ષયનું સાચું સ્વરૂપ પારખી શકાય છે.

## કફ વિષે એક સમજણ

મંગળદાસનું શરીર તદ્દન નીરોગી છે. એક દિવસ તેમને મોટી ઉધરસ

આવતા ગળફા સાથે થોડું લાલ રંગ જેવું દેખાયું આ લાલ રંગનો ગળફો જોતાં મંગળદાસ ખૂબ જ ગભરાઈ ગયા. આંખે અંધારાં આવી ગયાં, શરીરે પસેવો વળી ગયો. તેમનાં સગાંએ ડૉક્ટરને બોલાવ્યા. થોડીવારમાં ડૉક્ટર તેમની તબિયત જોવા આવી પહોંચ્યા. ડૉક્ટરે તેની તબિયત-ફેફસાં, નાડી વગેરે જોઈ ને કહ્યું કે કંઈ નથી અમસ્થો લાલ ગળફો છે. બીજું એકેય ચિહ્ન દેખાતું નથી. ફેફસાં તદન સ્વચ્છ અને મજબૂત છે પણ મંગળદાસના મનની નબળાઈ ન ટળી. ફરીવાર ડૉક્ટરે એનું મોં તપાસ્યું તો તેના કાકડા વધી ગયા હતા તેમાંથી એ લોહી ગળફા સાથે બહાર દેખાયુ હતું. આટલી સ્પષ્ટ રીતે જ્યારે પેલા ભાઈને સમજાવવામાં આવ્યું ત્યારે તેની મનની શંકાનું સમાધાન થયું.

આમ કેટલીક વખત કફ-ગળફા સાથે લાલ લોહી દેખાય છે આથી માની ન લેવું જોઈએ કે ક્ષય છે. ઘણી વખત કાકડામાંથી ઘસાઈને કફ આવવાથી લોહી દેખાય છે. તેમજ દાંતના પેઢામાંથી લોહી નીકળે છે અને કફ કાઢતી વખતે કફની સાથે લોહી મળી જાય છે. આ બાબત સૌ કોઈએ લક્ષમાં રાખવા જેવી છે.

પણ જ્યારે મોં વાટે લોહીની ઊલટી થાય ત્યારે ક્ષય છે એમ માની લેવું જોઈએ. ઘણી વખત સખત પરિશ્રમ કર્યો હોય, ભારે વજન ઉચકયું હોય, તો પણ લોહીની ઊલટી થાય છે. આવું કંઈક થાય ત્યારે ક્ષયના નિષ્ણાત અને નિઃસ્વાર્થી ડૉક્ટર પાસે રોગનું નિદાન કરાવવામાં બેદરકારી સેવવી નહિ. તરત જ ડૉક્ટર પાસે જઈ બધી સત્ય હકીકતથી વાકેફ કરી અને તાત્કાલિક ઈલાજ શરૂ કરવા. જરૂર પડે તો બે-ચાર અનુભવી અને કાબેલ ડૉક્ટરોનો મત લેવો. જેથી આપણા મનની મૂંઝવણ અને ભાર હળવો બને છે

## ક્ષયનો તાવ અને પરસેવો

ફેફસાં—છાતીના ક્ષયમાં તાવથી ઝડપી નિદાન કરી શકાય છે. તાવ વધારે આવે તો સમજી લેવું કે દર્દ વેગપૂર્વક આગળ ધપે છે. સામાન્ય રીતે તાવથી ક્ષયનું સ્વરૂપ પારખી શકાય છે. ક્ષયના દર્દીને તાવ આવે છે. પછી બીજાં ચિહ્નો દેખાય છે.

તાવ સ્થિર રહેતો નથી. અવારનવાર વધઘટ થયા કરે છે. ખરી ખૂબી તો એ છે કે દર્દીને સવારમાં તાવ દર્શન દેતો નથી, શરીર તંદુરસ્ત માણસ જેટલું ઠંડુ રહે છે. બપોર પછી તાવની સવારી આવવી શરૂ થાય છે, તે રાતના નવ વાગ્યા સુધીમાં ૯૯ાા થી ૧૦૦ ડીગ્રી સુધી પહોંચી જાય છે. આ તાવની મુદત બેથી ચાર કલાકની હોય છે. બપોરના ત્રણથી છ સુધીમાં તાવનું ટેમ્પરેચર વધુમાં વધુ હોય છે. તેમ જ મધરાત પછી એટલે કે બે થી ચાર વાગ્યા સુધીમાં સામાન્ય સ્થિતિમાં શરીરની ગરમી આવી જાય છે અને તાવ ઊતરી જાય છે.

ઉપર જે કહ્યું એ તો શરૂઆતની વાત થઈ. પણ જો દર્દી કાળજી ન રાખે તો તાવ શરીરમાં ઘર કરી જાય છે અને પછી તો અઠવાડિયાં કે પંદર દિવસ સુધી દરરોજ એકધારો રહે છે. શરીર તપેલું જણાય છે. ફેફસાં સડી જઈને પરનું પ્રમાણ વધે છે તેમ તાવનું સ્વરૂપ ઉગ્ર બને છે. કારણ કે પરૂ લોહીની સાથે ભળે છે. આ વિધથી તાવ સતત રહ્યા કરે છે અને મુદત લંબાય છે.

ક્ષયના દર્દીની પરીક્ષામાં પરસેવો મહત્ત્વનું કાર્ય કરે છે. તાવની સાથે સાથે પરસેવો વધે છે. તાવ ચડઊતર થાય છે, તો પરસેવો પણ વધુ ઓછો થાય છે. વહેલી સવારે તાવ ઊતરી જાય ત્યારે દર્દી પરસેવાથી નીતરી જાય છે. સવારે, બપોરે કે સાંજે દર્દી ઊંઘ લેતો હોય છે ત્યારે પરસેવાની ટસરો ફૂટયા કરે છે. પરિણામે દર્દી અશક્ત બને છે.

પરસેવા વિશે પણ મતભેદ છે. ઝાડા, ઊલટી થાય તો પરસેવાનું પ્રમાણ ઓછું થઈ જાય છે. મીઠીપ્રમેહના દર્દીઓને પરસેવો જૂજ થાય છે.

ક્ષયરોગના દર્દીને છાતી ઉપર વધારે પરસેવો વળે છે. જ્યારે બીજા પ્રકારના તાવમાં આખે શરીરે પરસેવો છૂટે છે. ક્ષયના દર્દીને પરસેવો છૂટે છે છતાં અસુખ-બેચેની રહે છે. જ્યારે બીજા પ્રકારના તાવમાં પરસેવો વળે છે ત્યારે તાવ ઊતરી જાય છે અને દર્દીનું શરીર હળવું ફૂલ જેવું બને છે.

રાતનો પરસેવો ક્ષયના દર્દીને નબળો બનાવે છે. સામાન્ય રીતે સાદા તાવમાં ભોજન પછી દર્દીને તાવ આવે છે તો તેને ખબર પડી જાય છે કે મને તાવની અસર શરૂ થઈ છે. પરંતુ ક્ષયના દર્દીને ભોજન પછી તાવ આવે છે તો તેને ખબર નથી પડતી.

## તાવ માપવાની રીત

તાવ માપવામાં બગલમાં થરમોમીટર મૂકવામાં આવે છે. આથી તાવની સાચી સ્થિતિ જાણી શકાતી નથી. મોંમા થરમોમીટર રાખવાથી

તાવનું સાચું પ્રમાણ જાણવા મળે છે. બગલ કરતા મોંમાં ટેમ્પરેચર એક-
૬ ડીગ્રી તાવ વધારે હોય છે.

**હાંફ** : ક્ષયની શરૂઆતમાં હાંફનું પ્રમાણ ઓછું હોય છે. 'દર્દનું' સ્વરૂપ ઉગ્ર બને છે તેમ હાંફનું જોર વધે છે કેટલાક દર્દીને હાંફની અસર દેખાતી નથી.

**ગળફો** : ક્ષયરોગની શરૂઆતમાં ગળફાનું સ્વરૂપ સળેખમના ગળફા જેવો ઘટ્ટ, ચીકણો અને સફેદ લીંટના જેવો હોય છે. ક્ષયનો વિકાસ થાય તેમ ગળફાનું પ્રમાણ વધે છે અને ગળફાનો રંગ પરૂ જેવો દેખાય છે. અને વધારે પ્રમાણમાં ગળફો છૂટે છે. આ ભારે ગળફાનો રંગ લીલાશ જેવો નજરે પડે છે. આ ભારે ગળફો પાણીમાં નાખીએ તો તળીએ બેસી જાય છે. આ ગળફામાં ક્ષયનાં જંતુઓ હોય છે.

ક્ષયથી ઘેરાયેલા દર્દીનો ગળફો અગ્નિ ઉપર નાખવાથી દુર્ગંધ મારે છે આ ક્ષયનું ઉગ્ર સ્વરૂપ ગણાય છે.

**નાડી (Pulse)** : તંદુરસ્ત માણસની નાડીના ધબકારા દર મિનિટે ૭૦ થી ૭૫ સુધીના હોય છે. પણ ક્ષયરોગથી ઘેરાયેલા દર્દીની નાડીના ધબકારા ૮૫ થી ૧૨૦ સુધી પહોંચી જાય છે. ક્યારેક એથી વધારે પણ થાય છે.

### ચહેરાનો રંગ

ક્ષયમાં કેટલાક દર્દીના ચહેરા ઉપર સાંજના લાલાશ દેખાય છે. આથી સ્નેહીઓ સમજે છે કે દર્દીની સ્થિતિ સુધારા પર છે, પણ આ એક ગેરસમજ છે. મો પર લાલાશ આવવાનું ખાસ કારણ એ હોય છે કે ફેફસાં નબળાં પડી જવાથી લોહી સંપૂર્ણ શુદ્ધ થતું નથી. આથી અશુદ્ધ લોહી ચહેરા ઉપર ધસી આવે છે, જેને લીધે ચહેરો લાલ અને ભરપુર દેખાય છે.

**જીભ** : ક્ષયના દર્દીની જીભનો રંગ લાલ રહે છે અને જીભ ચોકખી રહે છે. તેના પર ચીકણો-સફેદ પદાર્થ દેખાતો નથી.

જ્યારે મેલેરીઆ તાવમાં જીભનો રંગ મેલો હોય છે.

**અવાજ** : ક્ષયના દર્દીના અવાજમાં પણ ફેરફાર થતો આવે છે. સામાન્ય રીતે ક્ષયના દર્દીનો અવાજ બેસી ગયેલ-ઘોઘરો માલમ પડે છે.

### ફેફસાંના ક્ષયમાં ત્રણ સ્થિતિ

**પહેલી સ્થિતિ** : જેમાં ટયુબરકલ નામનાં જંતુઓ ફેફસાંના અમુક ભાગ ઉપર હુમલો કરીને સોજો લાવે છે,

આ સ્થિતિમાં દર્દી થોડું કામ-કાજ કરે ત્યારપછી થાક લાગે છે, અશક્તિ દેખાય છે, સવારે થોડી ઉધરસનું ઠસકું આવે છે. કોઈ કેસમાં છાતીમાંથી કફ છૂટે છે ત્યારે તેની સાથે થોડું લોહી દેખાય છે. સાંજે ઝીણોઝીણો તાવ પણ રહે છે.

**બીજી સ્થિતિ** : ફેફસાંના જે ભાગ ઉપર સોજો આવ્યો હોય તે ભાગ કઠણ બને છે અને ફેફસાંની આસપાસના ભાગ ઉપર સોજો આવે છે.

આ વખતે અશક્તિ સારી પેઠે દેખાય છે. સાથે સાથે શરીર ઘસાતું જાય છે. શરીર ફિક્કું અને છાતીમાં દુખાવો થાય છે સાંજના તાવનું પ્રમાણ થોડું વધે છે, ઉધરસ ઉગ્ર બને છે તથા કફ મોટા પ્રમાણમાં છૂટે છે.

**ત્રીજી સ્થિતિ** : જે ફેફસાંનો ભાગ કઠણ થયો હોય તે ભાગ મુલાયમ થઈ સડે છે અને આખરમાં ખાડા જેવો આકાર ઉપસી આવે છે.

આ સ્થિતિમાં છાતીનો ભાગ સકાઇને બેસવા માંડે છે. પાંસળીઓમાં દમના દર્દીની માફક ખાડા દેખાય છે.

આ ઉપરાંત તાવનું જોર વધે છે. ઉધરસ ખૂબ જ આવે છે. જેથી દર્દી થાકી જાય છે. કફ ચીકણો ભારે અને દુર્ગંધવાળો હોય છે, ક્યારેક લોહીથી રંગાયેલો પણ દેખાય છે. શરીર દિન પ્રતિ દિન સુકાતું જાય છે વજન પણ ઓછું થવા માંડે છે ચામડી સૂકી અને હોઠ કાળો રંગ ધારણ કરે છે ભૂખ લાગતી નથી. અને ક્યારેક ક્યારેક પાણી જેવા ઝાડા પણ થાય છે.

આ આખરી સ્થિતિમાં દર્દીને કાળજીપૂર્વક કુદરતી સારવાર આપવામાં આવે છે તો કેટલાક કેસોમાં દર્દી નવું જીવન-નવી જિંદગી મેળવી શકે છે.

### ક્ષયરોગ અને દવાઓ

ક્ષયરોગની ભયંકરતા કંઈ નાનીસૂની નથી. જેને ક્ષય લાગુ પડે છે, તેને દરેક પ્રકારે પાયમાલ કરે છે. ક્ષય માટે આજસુધીમાં અનેક પ્રકારની દવાઓ, ઈન્જેક્શનો, ભસ્મો, કાઢાઓ, પાવડરો વગેરે અનેક ડૅાક્ટરોએ-વૈદ્યોએ, હકીમોએ હજારો દર્દીઓ ઉપર અજમાવી જેયાં છે. પણ કાયમ માટેનું પરિણામ શુભ દેખાયું નથી.

મારી વાત તો એ છે કે ક્ષયની રામબાણ દવાઓ પળવારે વૈનાનિકો રાતદિવસ મથી રહ્યા છે પણ કોઈ કિમિયો હાથ લાગનો નથી, દર વરસે

નવી નવી દવાઓ ઇંજેકશનો વગેરે પ્રજા પાસે વૈજ્ઞાનિકો ધરે છે–રજુ કરે છે. -દાખલા તરીકે ઇટાલીમાં પેકસીન અને સીરમ, ઇરાનમા દ્રાક્ષનો પ્રયોગ, જર્મનીમાં ટયુબરકયુલીન, ડેનીવામાં સ્પાહર્લીજર, ફ્રાન્સમાં કાસમેટની રસી, રશિયામાં કુમીસ, આફ્રિકામાં વનસ્પતિપ્રયોગ, અને હિંદુસ્તાનમાં ભસ્મો અને રસાયણો વગેરે. ઉપર જે નામો બતાવ્યાં છે તે દરેક દેશે ક્ષય માટે શ્રેષ્ઠ દવાઓ તરીકે પ્રજા પામે રજુ કરેલી છે. પણ દર્દીઓને કેટલી અસર કરે છે તેનુ સંતોષકારક પરિણામ રજૂ નથી કર્યું.

આ ઉપરાંત ક્રીઓસોટ અને ગ્વાયકોલ કાર્બોનેટ, કોડલીવર તેલ, કેલ્સ્યમ, સોમલ, આયોડોફોર્મ, આયોડીશન, હાઇપોફોસ્ફાઇટસ, સોનુ, રૂપું, લોહ, તાંબુ, પારો વગેરે પાર વગરની દવાઓ ક્ષયના દર્દને નાબૂદ કરવા માટે દવાના અખતરા તરીકે દિન પ્રતિદિન ચાલુ છે.

સૂંઘવાની પણ વિવિધ દવાઓ ક્ષયના દર્દીને આપવામાં આવે છે. જેવી કે કાર્બોલિક એસીડ, થાયમોલ, આયોડીન, મેન્થોલ, ક્રિસોઓટ, યુકેલીપ્ટસ, ટર્પેન્ટાઇન વગેરે. આ બધી સૂંઘવાની દવાઓથી ઘડીભર દર્દીને શાંતિ લાગતી હશે પણ કાયમની રાહત ન મળે એ સ્વાભાવિક છે.

ક્ષયનો દર્દી થયો એટલે ડૉકટરોનો તેના મટાડ માટે ઇંજેકશનોનો 'કોર્સ' શરૂ થાય છે. એમાં યે ઘણા પ્રકારના ઇંજેકશનો વપરાય છે. જેવાં કે ટ્યુબર કયુલીન, સોનું, સોમલ, કેલ્શ્યમ, પારો, ફોરમેલીન, ઇથર વગેરે ઇંજેકશનોનો છૂટથી ઉપયોગ થાય છે. પણ ક્ષયનો દર્દી સારો થવાને બદલે દવાઓ–ઇજેકશનો તેના દર્દને દાબી દે છે.

હમણાં છેલ્લે છેલ્લે ક્ષયના દર્દીઓને ફેફસાંમાં હવા ભરવાનો પ્રયોગ બહુ જ પ્રચલિત થતો જાય છે. જેને લોકો A. P. (Artifical Pneumothorax) નામથી ઓળખે છે.

આ સારવારથી દર્દીને તાત્કાલિક લાભ મળે છે. એની અસર ત્રણ–ચાર વરસ સુધી રહે છે. પાછળથી દર્દીને ક્ષયનો હુમલો થાય છે. એવો ક્ષયના દર્દીઓને અનુભવ છે.

## ક્ષયના દર્દમાં દેશી દવાઓ

ક્ષયરોગમાં વૈદરાજો અબરખ ભસ્મને રામબાણ ઇલાજ તરીકે માને છે. સુવર્ણભસ્મનું મહત્ત્વ પણ અબરખથી ઓછું નથી. સુવર્ણ–ભસ્મમાં સોનાનો વરક આવે છે. ઉપરાંત બીજી ભસ્મો જેવી કે પ્રવાળ, લોહ, મોતી વગેરે ભસ્મોનો છૂટથી ઉપયોગ કરે છે. એની સાથે દૂધ, ઘી, માખણ, મધ જેવા સત્ત્વવાળા પદાર્થો દર્દીને આપે છે. જેથી દર્દી રાહત અનુભવે છે.

પણ આ બધા પ્રયોગો દર્દીને કાયમ માટે રોગમુક્ત નથી કરતા. સાચું કહું તો દવા એ દર્દનું થીગડું છે. આજ સુધીમાં ક્ષયના દર્દીઓને ડૉકટરોએ ઇંજેકશનો, પેટન્ટ દવાઓ, ટીકડીઓ આપ્યા કરી છે છતાં પરિણામ શૂન્ય આવેલું છે. દર્દી રિબાઇ રિબાઇને સાવ મરવા જેવો થાય છે ત્યારે ડૉકટરોની ધીરજ ખૂટે છે. છેવટે ક્ષયના દર્દીને કહે છે કે 'તમે બહારગામ હવાફેરો કરવા જાવ. દવા તમને માફક નહિ આવે.' આ શબ્દો ક્ષયરોગની શરૂઆતમાં દર્દીને કહેવામાં આવ્યા હોત તો દર્દી દવા તથા ઇંજેકશનના ત્રાસમાંથી જરૂર બચી જાત.

કુદરતના નિયમો પ્રમાણે દર્દી અનુસરે છે તો કોઈ પણ રોગ શરીરમાં દાખલ થતો નથી અને કુદરતના કાનૂનનો માનવી ભંગ કરે છે તો રોગ શરીરમાં આવે છે, તેનો મટાડ પણ કુદરતી ઉપચારો છે.

વધુ આવતા અંકે

# મહાસભાની પુનઃરચના

લેખક : નીરુ દેસાઇ

મહાસભા ત્રણ વર્ષના ગાળા પછી પુનઃ કાયદેસરની સંસ્થા બની છે. કાયદેસર અસ્તિત્વ હોવાનું ગૌરવ મહાસભા ધરાવી શકે નહિ. જ્યાંસુધી ક્રાંતિની મજલનો સફળ અંત આવે નહિ ત્યાંસુધી મહાસભાના સમસ્ત અસ્તિત્વને હોડમાં મૂકી દેવાના ઘણા પ્રસંગો આવવાના છે, અને આઝાદી માટે લડતી કોઇપણ સંસ્થાને કાળે પડતું ગેરકાયદે કામ કરાવવાનું-ગેરકાયદેસર એટલે છૂપું જ એમ નહિ માનવું જોઇએ-આવશે. વિપક્ષે એમ કહી શકાય કે મહાસભાએ ગેરકાયદે સરપણામાં જ અભિમાન લેવું જોઇએ. કાયદેસર અસ્તિત્વના ભયસ્થાનો પણ ઠીક ઠીક છે. એમાં આદર્શથી દૂર એવા તકલાદી માણસોની ભરતી થવાનો સંભવ રહે છે; કાર્યકરોનું ધ્યાન ક્રાંતિની શક્તિ ઘડવાને બદલે સત્તાસ્થાનો - મેળવવા તરફ દોડે છે. મકાનો, મિલ્કત ઊભી થાય છે, અને પં. નહેરુએ કહ્યા પ્રમાણે-મહાસભા સ્થાપિત હિતો પેદા કરશે તો એની લડાયક શક્તિનું બળ ઘટશે.

મહાસભાએ દેશની આઝાદી હજી મેળવવાની છે-અર્થાત્ એ દાન તરીકે મેળવવાની નથી, પણ આંચકી લેવાની છે-એ મુદ્દાને લક્ષ્યમાં રાખી મહાસભાએ પુનઃરચનાનો વિચાર કરવો જોઇએ. હવે બ્રિટીશ સરકાર સાથે સંગ્રામ કરવાની વારી આવવાની જ નથી એવી કેટલાકની માન્યતા આધાર વગરની છે. યુદ્ધોત્તર યુગનાં બ્રિટીશ સરકારનું વલણ હિંદને વધારે સત્તાઓ આપવા તરફ નહિ, પરન્તુ એની પકડ દૃઢ કરવા તરફ જ રહેશે એ વિશે કશી શંકા રહી નથી. હિંદના રાષ્ટ્રવાદ અને સામ્રાજ્યવાદ વચ્ચેનો ચિરંતન ઝગડો સમાધાન કે વાટાઘાટો દ્વારા કદીએ નહિ ઉકેલી શકાય. એ માટે તાકાતનો જ મુકાબલો કરવાનો રહેવાનો છે. બ્રિટન હિંદને સ્વતંત્રતા આપે એમાં એની હસ્તિને જ ઘણું જોખમ છે. એ હિંદને આઝાદ કરે તો એ બીજા દરજ્જાનું રાજ્ય થઇ જાય, એનું જીવનધોરણ નીચું આવી જાય. નૈતિકદૃષ્ટિનો વિકાસ થયો હોય તો એ આ સ્થિતિ સ્વીકારવા તૈયાર થાય. પરંતુ આજે તો એની સંભાવના નથી.

માટે બ્રિટીશ સામ્રાજ્યવાદના બધા પ્રયાસો હિંદમાંની એની સત્તા ટકાવવા માટેના જ હોય છે. કોમી પ્રશ્નનો કોયડો, લઘુમતિઓના દાવાઓ, હિંદના ઉદ્યોગોને ઉત્તેજનનો અભાવ, હિંદની બ્રિટનમાંની સ્ટર્લીંગ અનામતો છોડવાની આનાકાની, બ્રિટીશ ઉદ્યોગપતિઓને અપાતી પસંદગી, ૧૯૩૫ના કાયદામાં બ્રિટીશ પેઢીઓ માટે રાખવામાં આવેલી સલામતિઓ, ધારાસભાએ ફગાવી દેવાના કરેલાં ઠરાવનો અસ્વીકાર આ બધું સૂચવે છે કે સીધી રીતે બ્રિટીશ સરકાર પોતાની સત્તા છોડવા તૈયાર નહિ જ થાય.

એનો અર્થ એવો પણ નથી કે આ શોષણમાં નાના ભાગીદાર તરીકે હિંદીઓને નોતરવામાં નહિ આવે. પોતાનો ભાગ કાયમ રાખીને બીજાઓને એમાં મદદ આપવા નિમંત્રવા એ ચાલબાજી પુરાણી છે. ક્રિપ્સ યોજના અને વાવેલ યોજના આવી ચાલબાજીના અંગો જ હતા. હવે જ્યારે યુદ્ધ પૂરું થયું છે ત્યારે "લોક આગળ મો દેખાડવા માટે" એ પછી કાંઇક આવી વાત વહેતી મૂકશે તેમાંય મજૂર સરકાર આવી છે. એણે ત્યાં અનેક પ્રકારના વચનો આપ્યા છે. એ વચનોનો અમલ જો ત્યાં વ્યવહારુ સમાજવાદ એવો થતો હોય તો આપણે માટે એનો અર્થ ગૂઢ પણ વધારે કડક સામ્રાજ્યવાદ જ થવાનો છે. હિંદ પરની પકડ મજબૂત કર્યા વગર ઇંગ્લેંડમાં નવા સુધારાઓ આપવાનું શક્ય બનવાનું નથી.

એટલે મહાસભા આગળ સવાલ એ આવીને ઊભો રહેવાનો છે કે **એ ક્રાંતિકારી સંસ્થા રહેવા માગે છે કે વિનિત થવા માગે છે. એ જો ક્રાંતિકારી સંસ્થા થવા માગતી હોય તો એણે આજના સ્વરૂપમાં ધરમૂળનો ફેરફાર કરવો જોઇએ.**

૧૯૪૨ની દેશવ્યાપી લડતે આપણી સંસ્થાની અનેક નિર્બળતાઓ સ્પષ્ટ કરી છે. તા ૯મીએ એકાએક લડત આવીને ઊભી રહી ત્યારે એવો ખ્યાલ આવ્યો કે આપણી પાસે કશી તૈયારી નહોતી. યોજના નહોતી, તાલીમ પામેલું ચોક્કસ વિચારસરણીવાળું જુથ નહોતું. આમ છતાં ય દેશે પ્રતિકાર તો કર્યો જ. માટે તો એ વિશેષ અભિનંદનિય બને છે. પરન્તુ દેશને અભિનંદનો પાઠવ-

વાથી વાતનો છેડો આવતો નથી. ૧૯૪૨માં લડત આપણે કરવા માગતા નહોતા, એવું કહેવાનો કશો અર્થ નથી. ગાંધીજીએ હરિજન મારફતે આ 'ખુલ્લા બંડ'નો વારંવાર આગ્રહ કર્યો હતો. પ્રજાએ આ અનુરોધના આધારે જે જે કાંઈ હાથમાં જડયું એ વડે સરકારનો સામનો કર્યો. ખુલ્લું બંડ કરવાનું હતું તો એ વિશે કશો પૂર્વ-વિચાર કરવાનું કેમ નહિ સૂઝ્યુ હોય. એ આજે પણ સમજાતું નથી. સરકાર તૈયારીઓ કરવાનો સમય આપશે. આપણે બધાને સૂચનાઓ મોકલી શકીશુ, નિયત કરેલા દિવસે અગાઉ-થી સૂચના આપી બંડની—મહાભારતના યુદ્ધની યાદ આ વેળાએ આવી જાય છે, જ્યારે બન્ને સૈન્યો ચોક્કસ દિવસે સમરભૂમિમાં આવી ઊભા રહ્યા, શંખોનો ધ્વનિ થયો, ગુરુપૂજા થઈ, અને લડાઇનો આરંભ થયો—શરૂઆત થશે. આવો ખરાબી ખયાલ આજના જમાનામાં કોઇ જ નહિ ધરાવી શકે. સરકાર પ્રથમ આક્રમણ કરે, અને એવું કલ્પીને જ આપણે તૈયારીઓ કરવી જોઇએ અહિંસાત્મક યુદ્ધમાં કશી પૂર્વ તૈયારીઓ કે યોજ-નાઓ હોય જ નહિ એવું હું નથી માનતો. હિંસક યુદ્ધની પેઠે અહિંસક યુદ્ધ પણ યોજનાપૂર્વક અને વ્યવસ્થિત રીતે લડી શકાય. એની પોતાની વિશિષ્ટ Technique હોવી જોઇએ. એ જો ન હોય તો આપણું બંડ આજે કે કાલે કોઈ દિવસ સફળ થવાનું નથી.

આજે મહાસભાનું સમસ્ત તંત્ર અમર્યાદિત અવ્યવસ્થિત બની ગયું છે. ગમે તે વ્યક્તિ ચાર આના ભરી સભ્ય થઇ શકતી હોવાથી એના સંખ્યાબળમાં અપૂર્વ વધારો થયો છે. પણ એથી આપણે ગુણ-વતામાં પાછા પડ્યા છીએ. સંખ્યા ખાતર સંખ્યાના મોહમાં પડીને મહાસભાએ ગુણને ગુણપાટના કપ-ડાંની શિવા કરી છે. આવા સભ્યને કોઈ નિયમનું બંધન નથી હોતું. એને સભ્ય બનાવતી વેળાએ મહાસભા વિષે કશી સમજ આપવામાં આવતી નથી. મોટામોટા કારખાનાઓમાં તો વગથી મહાસભાના સત્તાવાચ્છુઓ આમ—નોંધણી કરાવે છે. અને કોઇવાર તો પૈસા પણ પોતાના ગજવામાંથી જ ચૂકવે છે. મહાસભામાં આ કારણે ગમે તેવા વિચારવાળા માણસો સારા પ્રમાણમાં પેસી ગયા છે. મહાસભાને પુનઃ શુદ્ધ કરવી હોય, એને વધારે પ્રાણવાન અને સક્રિય બનાવવી હોય તો સજાગ સભ્યો જ એમાં આવે એવો કશો પ્રબંધ થવો જોઈએ. જેઓ અમુક સમય આપતા હોય, જેઓમાં અમુક પ્રકારની સમજ હોય એટલે કે જેમણે અમુક પ્રકારની તાલીમ લીધી હોય એવા સભ્યો જ મહાસભાની સમિતિઓમાં આવી શકે, એટલું તો ઓછામાં ઓછું થવું જોઇએ.

એટલી જ મહત્વની વસ્તુ સભ્યોની તાલીમ હોવી જોઇએ. બીજે બધે જ સ્થળે કામ કરનારાઓને apprentic-ship -ગુમાસ્તાગીરી કરવાની હોય છે. અમુક ખર્ચે દુકાનમાં મહેનત કર્યા વગર માણસને કશી જવાબદારીવાળું કામ સુપ્રત થતું નથી. એક મહાસભા જેવી રાજકીય સંસ્થામાં માણસ એક સભામાં ખાદીના કપડાં પહેરે કાર્યકર થઈ શકે છે. એની પાસે કશી તાલીમ હોવાનું આવશ્યક મનાતું નથી. મહા-સભાના તમામ હોદ્દેદારો માટે અમુક તાલીમ મુકરર થવી જોઇએ. રાજ-કારણના હક્કો, આઝાદીનું તત્વજ્ઞાન, લડતોનો ઇતિહાસ, રચનાત્મક કાર્યક્રમની તત્વદૃષ્ટિ, અહિંસાત્મક પ્રતિકારની સુયોજિત નીતિરીતિ, આ બધી વસ્તુ-ઓનું એને જ્ઞાન હોવું જ જોઇએ. આવી રીતે જે ઘડાયો હોય એ જ હોદ્દેદાર થઈ શકે, એમ નક્કી થવું જોઇએ.

આવી તાલીમ સાથે સમસ્ત કામ-કાજને આવરતી માનવદૃષ્ટિ—જેને અમુક પ્રકારનાં આચાર દ્વારા દૃઢ કરવી જોઇએ—કાર્યકરે પ્રાપ્ત કરવી જોઇએ. આવી દૃષ્ટિ શિક્ષણ દ્વારા જ પ્રાપ્ત થાય છે એમ નથી હોતું. એ અંતરે-માંથી જ ઊગે છે. સત્યનિષ્ઠા એ જ્ઞાનનો વિષય નથી. પણ આવી સત્ય-નિષ્ઠા માટેનો આગ્રહ ધરાવવાનું શક્ય છે ખરું. આવી દૃષ્ટિના અભાવે ઘણા સંકુચિત વાડાઓમાં મહાસભા વહેં-ચાઈ જાય છે. મહાસભામાં પક્ષો કરતાંય વધારે તો જૂથો આજ બધાવાં છે. બધી જ પ્રાંતિક સમિતિઓમાં સંખ્યાબંધ જૂથો બંધાઈ ચૂક્યાં છે અને કામકાજને હાનિ પહોંચાડે છે. આવાં જૂથો કોઈ રાજકીય દૃષ્ટિ અનુસાર બંધાયેલાં હોતાં નથી. મોટે ભાગે હોદ્દાની આસપાસ ગોઠવાયાં હોય છે. આ દૂર કરવા માટે માનવદૃષ્ટિ જ સહાયભૂત થઈ શકે એમ છે. તાલીમ અને દૃષ્ટિ સાથે આવા કાર્યકરોની આજીવિકાનો વિચાર કોંગ્રેસે કરવો જ જોઇએ. કોંગ્રેસ પાસે આજીવન કાર્યકરોનું જુથ હોવું જ જોઇએ. સર્વન્ટ્સ ઓફ ઇન્ડિયા સોસાયટી, પીપલ્સ સોસાયટી જેવી સમાજસેવક સંસ્થાઓ પ્રાંતભરમાં

હોવી જોઇએ. જે જે જુવાનો સેવાના ક્ષેત્રમાં ઝંપલાવવા માંગતા હોય તેમને જીવનની આર્થિક બાજુ વિશે નચીંત કરી દેવા જોઇએ. મહારાષ્ટ્રે આ દિશામાં શુભ પગરણ માંડયાં છે. ગુજરાત તો જે દિવસે ધારે એ દિવસે આ કાર્યભાર ઉઠાવી શકે એમ છે. આવા લાખ માણસો દેશભરમાં વેરાયલા પડયા હોય, એ જ ઢબે, એક વિચારે કાર્ય કરતા હોય—તો બીજી લડત યશસ્વી થયા વગર રહી શકે ખરી ?

આ સાથે એટલું જ મહત્વનું આજે• જે આજીવન કાર્યકરો ગામડાઓમાં યા અન્ય ક્ષેત્રે પડયા છે, એમને સાંકળવાનું છે. ગુજરાતમાં કોઇ નહિ તો આવા ૨૦૦ કાર્યકરો હશે. મજુર સંસ્થાઓ તથા કોંગ્રેસના અન્ય વિભાગોમાં કામ કરનારા માણસોની સંખ્યા પણ ૧૦૦ જેટલી થવા જતી હશે. આ બધાને સાંકળતો એકેય વિચારદોર નથી, બધાની પાસે ચોક્કસ વિચારદૃષ્ટિ નથી, કાર્યક્રમ નથી, વર્ષમાં એકવાર પણ મળીને વિચારોની આપલે થાય એવી કશી યોજના નથી. આટલું કરવામાં આવે તો પણ ઘણું મહત્વનું કાર્ય થઇ શકે.

મહાસભાનો જનતા સાથેનો સંપર્ક વધારે સજીવ અને સક્રિય થવો જોઇએ. રચનાત્મક કાર્યક્રમ જનતાનો વિશ્વાસ જીતવાનું અને એને ઘડવાનું અમોઘ સાધન છે. આખા કાર્યક્રમમાં મહાસભાવાદીઓના સંમેલને ઠરાવો પસાર કરી શ્રદ્ધા જાહેર કરી છે, પરન્તુ આવી શ્રદ્ધા આપણા બધા કાર્યકરોને છે ખરી ? જેલમાંથી મુક્ત થયા બાદ જે જે ઠરાવો કર્યા એનો અમલ કેટલો થયો ? કેટલે સ્થળે રેંટિયાનું કામ નવું ચાલુ થયું ? કેટલે સ્થળે ખેડૂત મંડળો કે મજૂર મંડળો સ્થપાયાં ? કેટલે સ્થળે ગામડાંઓમાં નવી દૃષ્ટિ અનુસાર કેન્દ્રો સ્થપાયાં ? અનુભવે એમ જણાયું છે કે રચનાત્મક કાર્યક્રમમાં આપણી શ્રદ્ધા કયાં તો સાંપ્રદાયિક કે ઔપચારિક છે. અગર એવી શ્રદ્ધા છે જ નહિ. રચનાત્મક કાર્યક્રમ બીજાની સામે ધરવાનું એક સાધન જ છે, એમ જાણે લાગે છે. કોંગ્રેસે લડાયક સંસ્થા જ જો રહેવાનું છે, તો આવા પ્રાણવાન રચનાત્મક કાર્યક્રમ પર એની દૃષ્ટિ સ્થિર થવી જોઇએ. આજે મહાસભાના મોટા ભાગનું ધ્યાન પાર્લામેન્ટરી કાર્યક્રમ પર ઠરેલું છે. પાર્લામેન્ટરી કાર્યક્રમ અમુક અંશે અગત્યનો જરૂર છે, પણ રચનાત્મક કાર્યક્રમ આગળ એ ગૌણ છે. એના પર જ મહાસભાનુ આલંબન વધશે તો આજનો એનો સડો ઘટવાને બદલે વધશે. પાર્લામેન્ટરી કાર્યક્રમ રચનાત્મક કાર્યક્રમથી ઊતરતો જ ગણાવો જોઇએ—અને આધીન હોવો જોઇએ. પાર્લામેન્ટરી મનોદશાવાળા માણસોને મહાસભામાં ઊંચા દરજ્જાનાં સ્થાનો સુપ્રત ન થવાં જોઇએ. એનો સત્કાર નિર્બળતાનો એકરાર છે, એમ ગણાવું જોઇએ. મહાસભાના સાચા, એકનિષ્ઠ કાર્યકરો તો રચનાત્મક કાર્યક્રમમાં ગૂંથાઇ જનતાની તાકાત વધારવામાં જ રોકાયલા હોવા જોઇએ.

મહાસભાનાં કાર્યાલયો અને એના ટેકથી ચાલતી સંસ્થાઓમાં કાર્યક્ષમતા ઘણી ઓછી હોય છે. આપણી સંસ્થાઓની ઓફિસનાં દફતરોના કયાં ઠેકાણાં ન હોય, આ દફતરોમાં ઉપયોગી એવી કોઇ માહિતી ન હોય, કાગળોના બરોબર જવાબ ન અપાતા હોય. વ્યવસ્થા જેવી વસ્તુ શોધ કરતાં પણ ન જડે. આવી વસ્તુસ્થિતિનો સત્વર અંત લાવવો જોઇએ. કામકાજની ખરેખર વહેંચણી થઇ જવી જોઇએ. વેપારી પેઢીઓ ને બેંકોની પેઠે આપણી ઓફિસો ચાલવી જોઇએ. નમૂનેદાર વ્યવસ્થા આપણે ત્યાં દાખલ થવી જોઇએ. સમિતિની ઓફિસમાં બધી નોંધો અને માહિતીઓ હોય, ઉપયોગી પુસ્તકાલય હોય, Information Department—માહિતી ખાતાઓ હોય. અને આ બધાનું એકીકરણ હોય.

આ બધાં સૂચનોના અમલ વગર મહાસભા હવે આગળ વધી નહિ શકે. જગતમાં જ્યારે ચોક્કસ વિચારસરણીએ ચાલનાર બધા જ પક્ષો વધુ સંગઠિત બની, વધુ વ્યવસ્થિત બની પોતાના પક્ષોને વધારે સબળ બનાવી રહ્યા છે, ત્યારે મહાસભાને અવ્યવસ્થિત, અતંત્ર સ્થિતિમાં રહેવાનું નહિ પાલવે. આજે મહાસભા જૂના આદર્શવાદ, બ્રિટીશ સામ્રાજ્યવાદ સામેની સ્વાભાવિક લાગણી અને ગાંધીજી જેવાની તપોનિષ્ઠા પર ટકે છે પણ આટલુ જ પૂરતું નથી. કોઇ પણ સંગઠનને તોડતા પ્રચ્છન્ન તત્વોનું પ્રાબલ્ય પ્રત્યેક દેશમાં વધી રહ્યું છે. એકતાનાં તત્વો જો એટલાં જ સંગીન અને સબળ નહિ હોય તો મહાસભા વધારે ને વધારે ભાંગતી જશે. પ્રચારની કક્ષા આપણે ક્યારનીય વટાવી ચૂકયા છીએ. હવે આપણે સંગઠનની કક્ષામાં છીએ. એકવાર સંગઠન પાકું થશે, પછી બ્રિટિશ સામ્રાજ્ય પર અંતીમ ઘા કરવામાં આપણને વાર નહિ લાગે.

# ગુર્જરોનું મહિમાવન્ત મહારાજ્ય

લેખક : પ્રા. વિજયરાય ક. વૈદ્ય

૧

ભારતવર્ષના સૌથી મહિમાવન્ત મહીપાલોમાંનો એક ' તે હતો. રણમાં જેવો શૂરો, લક્ષ્મીનો વળી લાડીલો, વિદ્યાનો ય તે એવો જ નિધિ હતો. વિશેષમાં વિદ્યાવન્તોનો એવો પોષણહાર કે એની પ્રજાના વિદ્વાનોનાં ય ભવન એટલાં વૈભવશાળી હતાં કે તે એ મહાન ગુર્જર સમ્રાટની ત્યાગલીલાનાં જાણે ક્રીડાંગણો દેશસમસ્તમાં ગણાયાં હતાં. તે સરસ અર્વાચીન ઇતિહાસમાં પણ રાજર્ષિ એ જનક વિદેહી તથા માર્કસ ઓરેલિયસનો સમાનકક્ષ વર્ણવાયો છે. એવો તે સાધુચરિત અને નિષ્કામ કર્મયોગી હતો, અને વિદ્વત્તામાં, 'સરસ્વતીકંઠાભરણ'-કાર એ પરમાર કુલભૂષણ ઉજ્જયિનીનાથ ભોજદેવ એની પછીના શતકમાં અણહિલપુર પાટણના વિદ્વન્મણિ હેમચન્દ્રાચાર્યનું સ્મરણ કરાવે તેવો અનેક વિદ્યાકલાનો વિશારદ હતો.

*જે ગુર્જર દેશની સીમા હમણાંની ગુજરાતભૂમિ કરતાં અધિક વિસ્તરેલી હતી, તેની પર આધિપત્ય ભોગવતા ગુર્જર મહારાજાધિરાજોના બીજા મહારાજ્યના એ પ્રતાપી રાજવીના પુરોગામી તથા અનુગામી ગુર્જરો એટલે હિન્દના ઇતિહાસમાં અમર છે તેવા ગુપ્ત સમ્રાટો પછીના ચિરસ્મરણીય ગુર્જર સમ્રાટો.

૨

હમણાં આપણે જે દેશવિભાગને "ગુજરાત" નામથી ઓળખીએ છીએ તેટલો જ આ ગ્રન્થનો 'ગુર્જરદેશ' નથી. આજના ભૌગોલિક ગુજરાત ઉપરાંત, એમાં માળવા તથા રાજપૂતાનાનો ઘણોખરો ભાગ સમાયલો હતો. ભરતખંડના એ ખરી રીતે ત્રણ પ્રાન્તોને ગુર્જર દેશ એવા એક જ નામથી ઓળખવાનું કારણ એ છે કે આર્યપ્રજાની ગુર્જર નામે જાતિના રાજાઓનું શાસન એ પ્રદેશ પર ચાલ્યું હતું. એમના રાજવંશો એટલે ક્ષત્રિયકુલો પ્રતિહાર, પરમાર તથા ચાલુક્ય. એ રાજકુળોની ચઢતી પડતીનો, એમના શત્રુઓ તથા ખંડિયા રાજાઓનો પણ-પરિચય આપણને આ છૂટક ઇતિહાસના પુનર્વિધાનરૂપ વૃત્તાન્તમાં થાય છે. એમનો સમય આશરે ઈ. સ. ૫૫૦થી ૧૩૦૦ સુધીના સાડાસાતસો શતક પર પથરાયેલો છે.

સ્વાભાવિક છે કે પોણા હજાર વર્ષ જેટલા વિસ્તૃત કાલપટ પર પથરાયલી એ રાજ્યસત્તામાં પાટનગર પણ બદલાયે ગયાં હોય. સંખ્યામાં એ છ હતાં અને નામે હતાં [કાલક્રમાનુસાર] શ્રીમાળ, જાલોર, ઉજ્જયિની, કાન્યકુબ્જ, ધારા તથા અણહિલવાડ. આ પરથી સ્પષ્ટ થશે કે એ સત્તાનું મધ્યવર્તી બિન્દુ તો, કાળના ઘણાક વારાફેરા છતાં, આબુગિરિ રહ્યું હતું. એટલું ખરું કે પાટનગરો ઉપર પ્રમાણે જુદાં, એ જમાનાઓના પ્રમાણમાં એકબીજાથી સારી રીતે દૂર પણ હતાં તેથી, લાંબા કાલપટને લીધે પણ, તેથી ગુર્જરોના ઇતિહાસમાં સાતત્ય અલ્પાંશે છે કે તેનો અભાવ-આ અભાવ જ વધારે તો-જોવામાં આવે છે બીજી બાજુ, ગુર્જર સમ્રાટો એમના મુખ્ય કે આદિ નિવાસસ્થાન (રાજપૂતાનાના એક ભાગ)રૂપી સાંકળથી તેમ જ કેટલેક અંશે રક્તસમ્બન્ધ તથા પરંપરાથી સંકળાયલા હશે, આખા ગુર્જરદેશની સમસ્ત પ્રજામાં પણ કેટલુંક અભિન્નત્વ હશે એમ જણાય છે.

૩

એ ગુર્જરદેશના વિકાસમાં જે ચાર તબક્કા પડે છે તેની યુગવાર વિભાગણી આ રીતે કરવામાં આવી છે:

૧ સને (૫૦૦ કે) ૫૫૦ થી ૭૫૦
૨. " ૭૫૦ થી ૯૪૦
૩. " ૯૪૦ થી ૧૧૯૯
૪. " ૧૧૯૯ થી ૧૩૦૦

આમાંના પહેલા યુગમાં ગુર્જરોની રાજધાની શ્રીમાળમાં હતી. ત્યાંથી બહાર પડી, એ પ્રદેશના પ્રતિહાર તથા ચાહમાન રાજાઓ અર્વાચીન ગુજરાતવાળી ભૂમિમાંના ત્યારના રાજાઓને શિકસ્ત આપતાં અને તાબે કરતા. તેમણે થાણેશ્વરના (કનોજ) પ્રભાકર વર્ધન સામે પણ પોતાનું બળ અજમાવ્યું હતું. વળી, અવારનવાર, ઉપલા બન્ને રાજવંશોના

* 'ધ ગ્લૌરી ધેટ વોઝ ગુર્જરદેશ' ગ્રન્થ ત્રીજો પૃ. ૧૫૧; શ્રી મુનશીકૃત એના ગુર્જર સમ્રાટો વિશેના નવા ગ્રન્થમાંથી આ લેખમાંની હકીકતો લેવામાં આવી છે.

નબીરા કનોજપતિઓના ખંડિયા સમાન પણ બનતા. આ સમયમાં હાલનાં રાજપૂતાના, ગુજરાત તથા માળવા મોટી નાની ઠકરાતોમાં વિભક્ત હતાં પણ ર. મુનશી ના મન્તવ્ય અનુસાર એ આખા પ્રદેશની પ્રજા તો 'હોલોજીનિયસ' એટલે અભિન્ન કે એકજાતીય જેવી હતી. શ્રીમાળના એ પ્રતિહારો તથા ચાહમાનોએ રાજપૂતાનામાંનાં સાંભર તથા મંદોર કબજે કરીને પોતાની ઉત્તર તરફની સરહદ મજબૂત કરી હતી.

બસોથી પણ વધુ વર્ષના બીજા યુગમાં પ્રતિહાર રાજવંશીઓ એક એવા બળવાન સંચલનના નેતાઓ બન્યા, જે હતું આંતરિક સ્થૈર્ય અને જેની નિયતિ હતી તેમણે પરાક્રમપૂર્વક જિતેલું કનોજનું સમ્રાટપદ. એ પદેથી તેમણે ઘણાં ડગમગતાં રાજ્યો ટકાવ્યાં તેમ જ એ કાળના ઉત્તર ભારતના રાજકીય ને સાંસ્કારિક જીવનના મુખ્ય પ્રવાહ વહેવરાવ્યા.

વિક્રમશાળી તથા સ્વભાવે જ ઘણા મહત્ત્વાકાંક્ષી એ પ્રતિહાર નૃપતિઓને દક્ષિણ હિંદના રાષ્ટ્રકૂટોની અને પૂર્વ બંગાળના પાલ રાજાઓની સામે, વચ્ચે વચ્ચે, રણસંગ્રામો ખેલવાના થયા હતા; તો પણ તેમણે એ વંશમાં થએલા નાગભટ્ટ બીજો, મિહિર ભોજ, મહેન્દ્રપાલ પહેલો ને મહીપાલ એ ચાર સુસમર્થ રાજાઓના સમયમાં, ઇતિહાસમાંના કોઈ પણ ભવ્ય સામ્રાજ્ય જેવું જાણે એક સામ્રાજ્ય-મંદિર ખડું કર્યું હતું. એ મહારાજાઓના અભ્યુદય કાળે એમની સત્તા ઉત્તર બંગાળથી છેક સારાષ્ટ્ર લગી હતી. પરન્તુ એમનીય કાળબળે પડતી થઈ જ. દસમા શતકમાં (સને ૯૪૦મા) જ્યારે દક્ષિણના રાષ્ટ્રકૂટ વંશમાં થએલા કૃષ્ણ ત્રીજાએ ઉત્તર ભારત પર આક્રમણ કર્યું ત્યારે પ્રતિહાર વંશનો સૂર્ય અસ્તાચળે ઊતર્યો, જો કે, એમનો નાશ તો ત્યાર પછી અમુક દસકાબાદ મહમદ ગઝનીની સવારીઓ આ દેશ પર થવા લાગી ત્યાર પછી થયો હતો.

પ્રતિહારોનું એ સામ્રાજ્ય કે મહારાજ્ય એટલે ગુર્જર દેશનું પહેલું યશસ્વી મહારાજ્ય.

૪

ગુર્જરોના કીર્તિકાળ વડે ઉજ્જવળ એવો જે ત્રીજો યુગ તે સને ૯૪૦થી ૧૦૭૪નો. એ સવાસોથી ય વધુ વર્ષોના ગાળામા ધારાના પરમારોએ કાન્યકુબ્જના પ્રતિહારોની રાજ્યસત્તાને ઊખેડી નાંખીને બીજું ગુર્જર મહારાજ્ય સ્થાપ્યું. એમની પછીના અણહિલવાડ પાટણના ચૌલુક્યોનું જે આપણને અધિક પરિચિત છે તે મહારાજ્ય ત્રીજું અને છેલ્લું હતું. એનો સમય, ઉપર જોયું તેમ, ૧૦૭૪-૧૩૦૦.

આ રીતે, મહાન પ્રતિહારોની પછી, ગુર્જર દેશની સત્તાનું સાતત્ય, એમના સીધા ઉત્તરાધિકારીઓએ જાળવી રાખ્યું હતું-પરમાર વંશના સીયક, વાક્પતિ મુંજ તથા પરમ મહિમાન્વિત ભોજદેવે [જેનાથી આ લેખ પ્રારંભાયો તે જ,] અને, ચૌલુક્યવંશના કર્ણ ને સિદ્ધરાજે, કુમારપાલે, બાલ મૂલરાજ ને ભીમદેવ બીજાએ.

ઇસવી સનની સાતમી સદીથી બારમી સુધીમા હિંદ પર જે ઇસ્લામી હુમલા થયા તેનાં પૂર એ પ્રભાવશાળી ગુર્જર સમ્રાટોએ પોતે કે બીજા રાજાઓને મદદ કરીને ખાળ્યાં હતાં. વળી, જે ચૌહાણ કે ચાહમાન વંશનો હતો ને સિદ્ધરાજનો પ્રપૌત્ર થાય, તે પૃથ્વીરાજ ત્રીજાએ ૧૧૯૧ માં શાહબુદ્દીન ગોરી સામે ટક્કર ઝીલી હતી-જો કે તે વળતે વર્ષે તો, જાણીતું છે તેમ, હારી ગયો હતો.

છેલ્લા અને ચોથા યુગમાં તો એ ચારે ચાર રાજકુળો દુર્ભાગ્યે નબળાં પડી ગયા હતાં. પરિણામે, દેશના ઐતિહાસિક પાટનગર દિલ્હીમાં સ્થાપિત નવા દેશપતિઓની સત્તા જામવાથી, કુતબુદ્દીન એબકે ૧૧૯૧માં અને અલાઉદ્દીન ખિલજીએ ૧૩૦૦ના અરસામાં, ભારત વર્ષમાં આઠેક શતક લગી અપૂર્વ સત્તાધારી એવા, અદ્ભુત રસિક ઇતિહાસમય એ ગુર્જર દેશને પૂરેપૂરો વિનષ્ટ કરી નાંખ્યો.

# અભયનું દાન

આશુભાઇ વૈદ્ય

સામાન્ય રીતે બને છે તેમ, મારે ત્યાં રાષ્ટ્રનાયકો બીજે ગામથી આવવાના હતા, તે ધાર્યા કરતાં ઘણા મોડા આવ્યા. તેઓ મોટરમાં આવ્યા કે તરત જ તેનો ડ્રાઇવર પાછો પોતે ગામ જવા માટે ઉતાવળ કરવા લાગ્યો.

અમે આગંતુકો માટે રસોઈ વગેરેની તૈયારીઓ બરાબર કરી રાખેલ. ડ્રાઇવરને વહેલું જવું હોય તો તેને સૌથી પહેલાં જમાડી લેવા અમે તૈયાર હતા, પરંતુ એ કોઈ વાતે માનતો ન હતો.

રાષ્ટ્રનાયકો આંગણે આવ્યા હતા એટલે સ્વાભાવિક જ તેમનું સન્માન કરવા, તેમની સાથે વાતો કરવા, તેમની દરેક જરૂર સમયસર તેની કાળજી રાખવા અમે ઉત્સુક હતા. એ વખતે ડ્રાઇવરની સાથે વાત કરવામાં અમને શી મજા પડે!

ત્યાં ડ્રાઇવર પોતાનો ઘોડો વચમાં કુદાવી રહ્યો હતો. રાષ્ટ્રનાયકોમાંના એક મહેમાન જ તેને તરત પાછા જવા માટે ઉતાવળા ન થવા સમજાવી રહ્યા હતા.

'જુઓ, આ ભાઈ તમારો જમવાનો બંદોબસ્ત હમણાં જ કરી દેશે. તમને મોડું નહીં કરે' મોટરમાં આવેલ મહેમાને ડ્રાઇવરને કહ્યું.

'પણ મારે જમવું નથી,' ડ્રાઇવરે કહ્યું.

'તમે અમારે ત્યાંથી જમ્યા વિના જાઓ તો અમારું ખરાબ દેખાય ને!' ડ્રાઇવર સાથે વાત કરવામાં જેટલો વખત બગડતો હતો તેટલો નેતાઓનો લાભ ઓછો લેવાશે એ ખ્યાલથી મેં કહ્યું.

'ભાઈ, મને આટલું વહેલું વાળુ કરવાનું ફાવે નહીં.' ડ્રાઇવરે કહ્યું.

'તો મોડેથી તમને ફાવે ત્યારે વાળુ કરજો. બાકી જમ્યા વિના તો નહીં જવાય.' મેં કહ્યું. 'હમણાં જરા બેસો. પાણી-બાણી પીઓ: પછી થાળી પીરસાય એટલે તમને બોલાવું છું.'

'ભાઈ, મારે જવું જ જોઈએ. શેઠની વરધીમાં મારે જવાનું છે. આપ મને ખોટી ન કરો.' ડ્રાઇવરે કહ્યું. તેના અવાજમાં થોડો કંપ હતો. મોડું થાય એ તેને પોસાય તેવું નહોતું એમ મને લાગ્યું.

'તો તમારી મરજી! તમને પરાણે નહીં રોકીએ, જમવા રોકાવા હોત તો બહુ ખોટી ન કરત. ન જ રોકાવાય તેમ હોય તો બીજું શું થાય!' મેં કહ્યું. હું ડ્રાઇવર સાથેની વાત ઝટ પતાવવા માગતો હતો. ન જ રોકાવાનો હોય તો ભલે જાય, એ મારા મનનો ભાવ હતો.

'ત્યારે તમે જાવ છો ને! શેઠને અમારા સલામ કહેજો.' મહેમાને ડ્રાઇવરને કહ્યું.

'હા, જઉં તો છું, પણ...' કહી ડ્રાઇવર ખમચાયો.

'શું છે!' મહેમાને પૂછ્યું. 'કંઈ બેટ-બેટ... !'

'નારે, સાહેબ, એ શું બોલ્યા! હું કોનો ડ્રાઇવર! મારાથી બેટ મગાય પણ ખરી કે! પણ આપ કોઈને મારી સાથે મોકલો તો...'

'ક્યાં!' મહેમાને પૂછ્યું.

'ગામના પાદર સુધી.'

'કેમ! આ ગામના અજાણ્યા છો?'

'ના-જી, પણ અહીંના મકરાણીઓ સાથે અમારે તકરાર થઈ છે. અઠવાડિયા પહેલાં એમના એક જણનું અમારે ગામ ખૂન થયું છે મારી મોટર ગામમાં આવી કે તરત જ એમનો એક જણ પાછળ પડ્યો છે. મને બીક છે કે એ લોકો મારા પર ઘા કરશે. હું ગામની હદની બહાર સાજોનરવો નીકળી શકું એવો કોઈ મજબૂત સથવારો મને આપો'

ડ્રાઇવર સંઘી હતો. એનો દેખાવ કરડો હતો. ખાખી પાટલૂન, ખમીસ કોટ, કાળી ફૂમતાંવાળી ઊંચી દિવાસની ટોપી, લીંબુની ફાડ જેવી રતુમડી આંખો, વીંછીના આંકડા જેવા મૂછના કાતરા, તરી આવતી સુદૃઢ છાતી, મજબૂત કાંડાં વગેરે પરથી તો ડ્રાઇવર ખડતલ અને હિંમતી હોવાનો ખ્યાલ આવતો હતો. પણ એના અંતરમાં ભય પેસી ગયો હતો. તેના કરડા મુખ પરથી એ અત્યારે તો જોઈ શકાતું હતું તે ડરતો હતો. તેને સથવારાની જરૂર હતી. અંધારું થવા પહેલાં પાછા પહોંચી જવાની તેની અધીરાઈ હવે સમજાઈ.

મહેમાને મને પૂછ્યું, 'કોને મોકલશો!'

'બીજા કોને મોકલાય! હું જ જઉં.' મેં કહ્યું. જવું ગમતું તો ન હતું, પણ બીજો ઉપાય ન હતો. જોખમનાં કામમાં બીજાને હોમવા કરતાં જાતે જવું સારું.

'તમે!'

'હા.' મેં કહ્યું.

'ઠીક ત્યારે, જઈ આવો.' મહેમાને કહ્યું. 'કોઈને અભયનું દાન આપવું, એ ઘણી મોટી વાત છે.'

મહેમાનનાં આ વાક્યે, હું કોઈ મહાન કામ કરી રહ્યો હોઉં તેવું મને લાગ્યું લાંબા–ચોડા સુદઢ સંધી યુવાનને મકરાણીઓના ધાથી રક્ષવા હું જઈ રહ્યો છું, એ ખ્યાલે હું થોડો મગરૂબ બન્યો. ગામના મકરાણીઓમાંના કોઈને હું પિછાનનો તો નહોતો, પણ મારા ગામના માણસો મને તો ઓળખતા હશે ને! મારી હાજરીમાં એ લોકો ઘા નહીં કરી શકે એવી મને શ્રદ્ધા હતી. અને ડ્રાઈવરને સહીસલામત મૂકી આવ્યા પછી માનવંત મહેમાનો સમક્ષ મારી બહાદુરીની વાતો કરતાં કેટલો આનંદ આવશે! એ હતી અંતરની ઊંડી ઊંડી એષણા.

કોટ–ટોપી પહેરી હું બહાર નીકળ્યો. મોટરમાં બેઠો. મોટર ઊપડી. ડ્રાઈવરે પાછું વાળીને જોયુ અને દબાએલ સ્વરે મને કહ્યું, 'જુઓ, પેલો હજી ય પાછળ જ છે.'

ડ્રાઈવરના હાથ 'સ્ટીઅરીંગ વ્હીલ' પર ધ્રૂજતા હતા. હવામાં ગુલાબી ઠંડી હતી છતાં તેના કપાળમાં પરસેવાનાં બિંદુઓ જામનાં મેં જોયાં. એના શરીરમાં થએલ ભયનો સંચાર ઘણો સ્પષ્ટ હતો.

મેં પાછળ જોયું તો કોઈ દાઢીવાળો બાજુની શેરીમાં જતો મને દેખાયો. કોણ હતું તે હું બરાબર જોઈ શક્યો નહીં. એ કોણ હતું તેની ખાતરી કરવા મેં ડ્રાઈવરને કહ્યું, 'જરા મોટર ઊભી રાખો તો હું જોઈ આવું કે એ કોણ છે. અહીં ગામમાં ભય જેવું કંઈ નથી.'

'ના, ભાઈ! હવે મોટર ઊભી નથી રાખવી. થવુ હશે તે થશે. હવે તો આડેધડ જાવા દો.' ડ્રાઈવરની મૂંઝવણનો પાર ન હતો.

મને ડર લાગ્યો કે પેલા મકરાણીઓ તો મારતા મારશે પણ ડ્રાઈવરની આવી વિકળ દશાને કારણે ક્યાંક મોટર ઊંધી વળશે તો અમે બે ય જોખમાઈ જશું. પણ એ સંધી જુવાનનો મોટર પર અજબ કાબૂ હતો. તેના હાથ ધ્રૂજવા છતાં મોટર રસ્તો ચાતરતી ન હતી. ભયને કારણે તે વિહ્વળ બન્યો હતો છતાં મોટર તો ઘણી સરળતાથી ચાલી જતી હતી

ગલીકૂંચીમાં થઈ અમે ગામબહાર પાદરે પહોંચ્યા ત્યારે મેં કહ્યુ, 'બમને! હવે મને ઊતરવા દો!'

'ના, ભાઈ! મને ડર છે કે એ લોકોએ જરા દૂર ઓડા બાંધ્યા હશે. તમે મે'રબાની કરીને ત્યાંસુધી ચાલો. ત્યાંથી તમને ખટારો સામો મળશે, તેમા પાછા આવતા રે'જો.'

ડ્રાઈવરના મુખ પરનો ભય હું વાંચી શકતો હતો. રાષ્ટ્રનેતા–મહેમાને કહેલ 'અભયનું દાન' દેવા નીકળ્યો છું તો હવે કૃપણ શા માટે થવુ? કેફનો જેમ નશો ચડે છે તેમ દાન–સેવા વગેરેનો ય નશો હોય છે. હું અત્યારે એ જાતનો નશો અનુભવી રહ્યો હતો. દાનવૃત્તિ, અભય કે સેવા કશું જ જીવનમાં વણાઈ તો થોડું જ ગયું હતું! આ તો બધા શરીર પર ઊડતા ફોલ્લા જેવા પ્રયાસો હતા. એ બધું કંઈ પચાવી ન હોતું શકાયું. હું મોટરમાં બેઠો રહ્યો. મનમાં મલકાતો હતો. મોટર પચાસ માઈલની ઝડપે દોડી જતી હતી. ડ્રાઈવરના અંતરમાં ધાક હતી મારાં અંતરમાં કોઈ અવનવું સાહસ કરી રહ્યાનો ભાવ હતો.

અમે આઠેક માઈલ પહોંચ્યા ત્યારે ખટારો ત્યાં ઊભો હતો. ડ્રાઈવરે ખટારાના ડ્રાઈવરને ભલામણ કરતાં કહ્યુ. 'આ ભાઈને જેતપુર લઈ જવાના છે. ભાડું નથી લેવાનું,' અને તેણે પોતાની મોટર પૂરવેગે મારી મૂકી.

ખટારાના ડ્રાઈવરે મને સલામ ભરી, મારે માટે આગલી બેઠક ખાલી કરાવી દીધી. મને એ ઓળખતો હતો. એ પણ સંધી હતો. પણ પેલો ડ્રાઈવર દેખાવમાં જેટલો કરડો હતો, તેટલો આ દેખાવમાં વેપારી માણસ જેવો દેખાતો. તેની આંખોમાં નમ્રતા હતી. તેનો પહેરવેશ પણ સામાન્ય મજૂર જેવો હતો. એનો સ્વભાવ વિવેકી હતો.

ખટારો ચાલ્યો એટલે તેણે મને પૂછ્યું. 'ભાઈ, સહેલ કરવા નીકળ્યા હશો?'

'ના–રે!' મેં કહ્યું.

'ત્યારે શું આવ્યા'તા?'

'હું તો એ ડ્રાઈવરને મૂકવા આવ્યો'તો?'

'મૂકવા? શું કામ?'

મેં એ ડ્રાઈવરના ડરની, તેને મેં આપેલ અભયની વગેરે વાત કરી. મારી વાત સાંભળતો ગયો તેમ તેમ ખટારાવાળો બદલાતો ગયો. સામાન્ય રીતે વિનયી ગણાતો એ ખટારાવાળો મારી વાત સાંભળી કંઈ ન સમજાય તે રીતે ઊકળી ઊઠ્યો હોય એમ મને લાગ્યું. મારી વાત પુરી થઈ ત્યારે એણે કહ્યું, 'ભાઈ, તમે ગજબ કરી!'

'એમાં ગજબ શું?' ખટારાવાળો મેં બેઉેલ સાહસની વાત કરી રહ્યો છે એમ જાણી મેં કહ્યું. વિવેકને ખાતર હું મારા સાહસને સ્વાભાવિક ગણાવવા માગતો હતો.

'સંધીનો દીકરો ડર્યો એને મૂકવા એક બામણું આવ્યું!' ખટારાવાળો ધ્રૂજતો હતો—ક્રોધથી. મેં પેલા ડ્રાઇવરને અભયનું દાન કર્યું એ કોઇ ગુનો કર્યો હોય એમ તે પળવાર મારી સામે જોઇ રહ્યો. એની અનિમેષ નજર પળવાર મને ડારતા મથી એનો આખો સીનો ફૂલી ગયો. પણ તરત જ શાંત બનવાનો પ્રયાસ કરી તેણે ઉમેર્યું, 'માફ કરજો! હું તમારું અપમાન કરવા નથી માગતો. મારો એવો કોઈ ઇરાદો ન હતો. ઈ ડ્રાઈવર મારા કાકાનો દીકરો છે. નાલાયક મોતથી ડરી ગ્યો! મકરાણી સામે ઈ બામણની મદદ માગવા બેઠો! મરી ગ્યો હોત તો કયો ખંડ ઉજડ રહી જાત! ભાઈ, તમે એને મદદ નથી કરી, કાયર બનાવ્યો છે. નામરદની પડખે ઊભવામાં મજા શી!'

મારું અભયના દાનનું કાવ્ય તો ખટારાવાળાનાં આ સંભાષણ સમક્ષ વિલુપ્ત થઇ ગયું.

ખટારામાંથી ઊતરી હું ચાલવા માંડતો હતો, ત્યાં ખટારાવાળાએ મને બોલાવીને કહ્યું, 'ભાઈ, ભાડાંના પાંચ-આના આપતા જાવ!'

પળવાર હું તેની સામે જોઈ રહ્યો.

આ ખટારાવાળો ગુલાબી સ્વભાવનો માણસ હતો. મોટર ડ્રાઈવરોની ધંધાદારી બંધુત્વ ભાવના ઘણી તીવ્ર હોય છે. મારી પાસેથી પૈસા ન લેવા તો પેલા ડ્રાઈવરે ભલામણ કરી હતી. પણ આ ખટારાવાળાને તો મેં ઘણીવાર રસ્તેથી લોકોને મફત બેસાડતાં જોયો હતો. ગરીબ તે ભલે હોય પણ ઉદારતા તો તેનામાં સભર હતી. હું એને ઘણા વખતથી પિછાનતો હતો આટલી તોછડી રીતે કોઇની ય પાસે તેને પૈસા માગતો મેં નહોતો જોયો.

તેની તોછડાઇથી ઘવાયો હોઉં એમ મેં તેની સામે જોયું. તેના મોં પર પણ મને કચવાટનાં ચિહ્ન જણાયાં. જેને હું અભયનું દાન માનતો હતો, તેને એ તેજોવધ ગણતો હતો. હું માનતો હતો કે, મેં સંધી ડ્રાઈવરને મદદ કરી હતી. પેલો ખટારાવાળો માનતો હતો કે મેં તેનું નાક કાપી લીધું હતું.

મારાં આ વર્તનથી તે સળગી ઊઠ્યો હોય તેમ લાગતું હતું શું કરવું એ તેને સૂઝતું ન હતું. મેં તેના જાતભાઇનો તેજોવધ કર્યો તેનું વેર લેતો હોય તેમ એ મારી પાસે પાંચ આના માગતો ઊભો હતો. એને મન આ મોટામાં મોટી તોછડાઈ હતી.

પણ વધારે ઉચિત તો એમ લાગે છે કે મારી મદદ માગનાર પેલા ડ્રાઈવરને એ ખટારાવાળો મારી પાસેથી ભાડાના પૈસા લઇને સજા કરી રહ્યો હતો. એક ડ્રાઈવર બીજા ડ્રાઈવરની ભલામણ કદી ન ઊવેખે એ અણલખ્યા ધોરણને ઉથાપીને ખટારાવાળો પોતાનો રોષ મૂર્તિમંત કરી રહ્યો હતો. એ સિવાય બીજો માર્ગ પણ તેની પાસે શો હતો? એનો ગુસ્સો મારા કરતાં પેલા ડ્રાઈવર પર વધુ હોય તે દેખીતું છે. તેની ભલામણને ઠોકરે મારી પાંચ આના માગતો તે ઊભો હતો.

મેં તેના હાથમાં પાંચ આના મૂક્યા. અને હું ચાલતો થયો.

★

# વફાદારી

અનુવાદક : યોગેન્દ્ર પ્રિયદર્શી

"તું એમને કહી દે કે હું તમને ચાહતી નથી."

એક દેખાવડો અને પ્રૌઢ પુરુષ કમળાને કહી રહ્યો હતો. 'એ સિવાય બીજો ઉપાય નથી.' એણે ફરીવાર દૃઢતાથી કહ્યું. કમળા આ શબ્દો સાંભળીને મૌન બેસી રહી કારણકે પોતાના પતિને આમ કહી દેવાનું તેના માટે સરળ ન હતું. જેના તરફથી તેણે સતત દશ વર્ષ સુધી નિર્ઝર ઝરણા જેવો અવિરત અને એકધારો પ્રેમ મેળવ્યા કર્યો હતો; તેમને આમ કહી દેવું કેટલું કઠિન હતું તે એ સમજતી હતી. તોય એણે દૃઢતાપૂર્વક કહ્યું.

'હું કહી દઇશ' કમળાના મુખમાંથી આ શબ્દો સાંભળીને એકદમ ઉત્સાહમાં આવી જઈ સુંદરલાલે કહ્યું 'એ જ સૌથી સારું છે. એ ઘરમાં ન હોય ત્યારે ચોરીછૂપીથી તને મળવા આવીને આમ ક્યાં સુધી આપણો સંબંધ છૂપાવી શકાશે? આ રીતે તો આપણે તારા પતિને કે આપણી જાતને કોઈને વફાદાર રહી શકતા નથી.' થોડીવાર પછી પાછું એણે કહેવા માંડ્યું 'હું સમજી શકું છું કે આ વસ્તુ તેમને ઘણો આઘાત

પહોંચાડશે. પણ આપણે નિરુપાય છીએ. માબાપની મૂર્ખાઈને કારણે આપણો લગ્નસંબંધ બીજા સાથે બંધાયો. પણ તેમાં આપણે શું કરી શકીએ? તારે હવે તારા પતિને જણાવી દેવું જ રહ્યું કે તું એમને ચાહતી નથી.'

* * *

સુંદરલાલના ગયા પછી કમળાને યાદ આવ્યું કે એના લગ્ન થયાને આજે બરાબર નવ વરસ પૂરાં થતાં હતાં. એ વિચારે ચડી. 'નવ વરસની પરિચિત જિંદગી! નવ વરસ થયાં એ એવા માણસ સાથે જોડાયેલી હતી કે જેણે પોતાની પત્ની સિવાય બીજા કશાનો વિચાર કર્યો નથી. આવા માણસ સાથેનો પોતાનો સંબંધ પૂરો કરવાના વિચારથી એ ભડકી ઊઠી. એણે મનમાં કહ્યું 'ના એ નહીં બની શકે, કદી નહીં બની શકે. મારી પાસે આમ કરાવવાનો સુંદરલાલને શો હક છે? અને એ જાણે તો છે કે હું મારા પતિને ચાહું છું.'

'એક કલાક પછી એ વિચારતી હતી 'પણ આખરે એક દિવસે તો એમણે સાચી વસ્તુ જાણવી જ પડશે. અસત્ય હંમેશને માટે છૂપું રહી શકતું નથી. લાંબા સમય પછી આ એક ફૂટશે ત્યારે ઊલટાનું એમને એ વધુ આઘાત કરશે. તો આજે જ શા માટે આ વાત ના કહી દેવી? એ જ વધુ સારું છે. આખરે આજનો દિવસ એક મોટી ભૂલની યાદ જ છે કે બીજું કંઈ?'

અને દસ મિનિટ પછી એ પોતાની જાતને પૂછતી હતી 'પણ આ જાતની સજા માટે એ લાયક છે? મને સુખી કરવા એમણે શું નથી કર્યું? હું એમને આ વાત કેવી રીતે કરું?' આમ એ કોઈએ આવીને બારણાં ખખડાવ્યાં ત્યાં સુધી હા, ના, ના, હા, એમ વિચારતી રહી.

ઑફીસના પટાવાળાએ એક સુશોભિત ખોખું કમળાના હાથમાં મૂક્યું. કમળાએ એ જિજ્ઞાસાપૂર્વક ઉઘાડ્યું. અને એ એકદમ હરખાઈ પડી. એમાંની સુંદર ભાતની રેશમી સાડી જોઈને નિશાળમાં ભણતી નાની બાળાની જેમ એ નાચી ઊઠી. અને તેની સાથેની ચિઠ્ઠી વાંચવા માંડી. તેમાં કરેલું સંબોધન વાંચી એના ગાલે શરમના શેરડા પડ્યા. દિવસે દિવસે તેના પ્રત્યે વધી રહેલા પ્રેમના પ્રતીકરૂપે તેના પતિએ તેને આ ભેટ મોકલી હતી. અને તેમનાં આવતાં વર્ષો ભૂતકાળના જેવાં જ આનંદમાં પસાર થાય તેવી ઇચ્છા તેમાં વ્યક્ત કરી હતી.

ચિઠ્ઠી વાંચીને કમળા છેલ્લા નિર્ણય પર આવી ગઈ કે 'પોતાના પતિને તે કદી છેહ આપી શકશે નહીં—કદી નહીં' સાંજે તેના પતિ ઓફીસેથી ઘેર આવ્યા ત્યારે એકદમ દોડી જઈને બારણાં ઉઘાડ્યાં અને એમની સામું જોઈ મલકાઈ પડીને કહ્યું "સાડી તો ખૂબ સરસ મોકલી છે." તેના પતિએ કહ્યું 'આથી વધુ સારી બીજી મળી શકી નહીં.'

* * *

બીજે દિવસે કમળા બહાર જવા તૈયાર થઈ. તેણે તેના પતિને કહ્યું 'થોડીક ખરીદી કરવાની છે એટલે પાછા આવતાં થોડી વાર થશે.' જો કે ખરી રીતે તો તે સુંદરલાલને મળવા જતી હતી. સુંદરલાલ સાથેની તેની આ છેલ્લી મુલાકાત હતી.

તેણે સુંદરલાલને કહ્યું "આપણા સંબંધ વિષે હું મારા પતિને વાત કરી શકું તેમ નથી. મારાથી તે બની શકે તેમ નથી. થોડી વાર પછી પાછું તેણે કહ્યું "તમારા માટે હું દિલગીર છું. પણ મારાથી બીજું કંઈ થઈ શકે તેમ નથી."

સુંદરલાલ કટાક્ષભર્યું હસ્યો, અને કહ્યું "હું જાણું છું કે તું મને ચાહે છે. અને હું તને ચાહું છું તે પણ તું જાણે છે, છતાં સાચી વાતની ઉપેક્ષા કરીને તારી જિંદગીના બાકીના સમય સુધી પણ તું તારા હૃદયને છેતર્યા કરવા માગતી હોય તો ભલે તેમ કર. આમ કહીને તે ચાલ્યો ગયો.

* * *

પોતાના પતિ સાથેના બિનવફાદાર સંબંધની સમાપ્તિ થતાં કમળાના હૃદયને ઊંડો સંતોષ થયો. તેના હૃદયની સર્વ અશુદ્ધતાનો તેણે નાશ કર્યો હતો એટલે તેને પોતાની જાત ખૂબ સ્વચ્છ અને સ્વસ્થ લાગવા માંડી.

પણ ઘેર આવીને કમળાએ જોયું તો એ ગમ ખાઈ ગઈ એનો પતિ કોઈકને કહી રહ્યો હતો "હું ખૂબ દિલગીર છું. પણ એમાં મારો વાંક નથી એ મૂર્ખ પટાવાળાએ જ આ ગોટાળો કર્યો, અને એ સાડી ઘેર લઈ આવ્યો. પણ મેં તો એ તારા માટે જ ખરીદી હતી. કારણ કે બરાબર ગઈ કાલે આપણા સંબંધને આઠ વરસ પૂરાં થતાં હતાં."*

---

* એક અંગ્રેજી વાર્તાને આધારે

# 'પોચી ગુજરાત'ના અડીખમ પુત્રો

**ગુજરાતની ધાગી કોમોના ગોરસમા શ્રી. રવિશંકર મહારાજ, વાત કરનાર અને સોરઠી ખમીરને પોતાની ઓજસવંતી કલમે બિરદાવનાર શ્રી. ઝવેરચંદ મેઘાણી સાંભળનાર : એ સુભગ સંયોગમાંથી 'માણસાઇના દીવા' નામનું અનોખું સર્જન થયું. એમાં લેખકનું આ નિવેદન રજુ કરવામાં આવ્યું છે.**

મહારાજ રવિશંકર ગુજરાતના અનન્ય લોકસેવક છે. હું લોકજીવન અને લોકહૃદયનો નમ્ર નિરીક્ષક છું. અમારો સમાગમ ફક્ત એકાદ વર્ષ પર થઈ શક્યો. ગયે વર્ષે એ સાબરમતી જેલના કેદી હતા ને એમને માંદગીને કારણે અમદાવાદની સિવિલ હોસ્પિટલમાં રાખવામાં આવ્યા હતા. હું ત્યારે અમદાવાદમાં એકાદ મહિનો રહ્યો હતો. મને એમની પાસે લઈ જવાનો સતત આગ્રહ ભારતી સાહિત્ય સંઘના સંચાલક મારા યુવાન સ્નેહી ભાઈ ઈશ્વરલાલ દવે કર્યા કરતા. એ કહે કે તમે મહારાજની વાતો તો સાંભળો, તમને રસ પડશે.

### આકર્ષણ અને સક્ષોભની દ્વિધા

જાણતો હતો. ભાઈ રતીલાલ અદાણીએ હરિપુરા મહાસભા વેળા ફૂલછાબમાં મહારાજનાં જે સંસ્મરણો આલેખેલાં તેણે મને ઉત્કંઠિત કર્યો હતો. એક કરતાં વધુ કારાવાસમાં વારંવાર મહારાજની સાથે મહિનાઓ ગાળી એમની વાતો સાંભળી જે મિત્રો, સ્નેહીઓ બહાર આવતા તેઓ પણ કહ્યા જ કરતા, કે મહારાજની વાતો તારે સાંભળવા જેવી છે.

'હું' એક તરફથી આકર્ષાતો હતો ને બીજી તરફથી ખચકાતો હતો. મારા સંક્ષોભનું કારણ હતું હું નર્યો સાહિત્યના ક્ષેત્રનો આદમી, એટલે લોકસેવાના આજીવન દીક્ષિત એક સત્પુરુષની સામે જઇ તેમનાં અંતરની પવિત્ર ગણેલી વાતો પ્રસિદ્ધિને ખાતર લખવા બેસવા અધિકારી નથી એવું લાગ્યા કરતું. કદાચ કોઇને આ લાઘવ-ગ્રંથિ લાગશે. એ જે હો તે. મારો સંકોચ એ એક હકીકત હતી.

### મહારાજની મનોહારી મૂર્તિ

આખરે ભાઈ ઈશ્વરલાલની લાગણી ફાવી, ને અમદાવાદની સિવિલ હોસ્પિટલમાં મારો ને મહારાજનો મેળાપ થયો. મારા પર એમની આંખ અમીભરી હતી તે તો હું જાણતો હતો. બેએક વાર મળેલા. એકવાર તો અમદાવાદના છેલ્લા કોમી હુલ્લડ પછી, 'ફૂલછાબ-કાર્ટુન કેસ' નામે જગબત્રીસીએ ચડેલા અમારા પરના મુકદ્દમા દરમ્યાન, અમારી અદાલતની સામે જ આવેલ કોંગ્રેસ કચેરીના ફૂટપાથ પર પોતે ઊભા હતા. પાતળી કાઠીની, અડીખમ, પરિશ્રમણે ને ટાઢતડકે તાંબાવરણી બનાવી ટીપીને કોઈ શિલ્પીએ ઘડી હોય તેવી એ માનવમૂર્તિ, સ્વચ્છ પોતિયે, સ્વચ્છ બાંડણ-બંડીએ, ને પીળી ટોપીએ, ઉઘાડે માથે પગે એવી શોભતી હતી કે મારા અંતરમાં એ હમેશાંને માટે વસી ગઇ છે. હુલ્લડમાં હોમાયેલા નિર્દોષ જનોનાં મુડદાને બાળી બાળીને પછી તાજું જ સ્નાન પરવારીને આવ્યા હોય તેવા એ દેખાયા હતા.

### વાત્સલ્યની પીઠિકા પર મિલન

એ એકાદ મિનિટ જે મોંમલકાટભર્યા પોતે મારા પર પેલા ફૂટપાથ પર કરુણાર્દ્ર મીટ વરસાવી રહ્યા તેમાં તો હું આજેય નહાઇ રહ્યો છું.

એવા એમના વાત્સલ્યની પીઠિકા પર અમારું બેઉનું મળવું એમની માંદગીની સરકારી પથારી ઉપર થયું. મળવા તો કેટલાંય માણસો આવતાં પણ પહેરેગીર પોલીસ ફરજને વશ હોઇને, કમને પણ મુલાકાતીઓને ઝટ ઝટ ઉઠાડતો હતો. હું યે એમાં અપવાદ નહોતો બનવા માગતો. પણ કોને ખબર શાથી,—એક સાહિત્યકાર આવ્યો છે તે મહારાજની વાતોમાંથી જાહેરને કશીક રસભરી પ્રસાદિ પિરસવાનો છે તેવી કોઈક આંતર્નિગૂઢ માન્યતાથી !—મારું થોડું વિશેષ રોકાણ એ સરકારી ચોકીદારો સહી લેતા.

### રસધોયું શ્રોતા

મહારાજે પોતાના અનુભવો પોતાની જાણે જ કહેવા નહોતા માંડ્યા—એમને પણ મારા જેવો જ સંકોચ થયો હશે, કે આ 'સાક્ષર'ને ગામડી વાતોમાં શો સાર જણાવાનો છે ! પણ મારી પ્રકૃતિમાં એક

સાંભળવાથી તૃપ્ત છે, હું એક રસિયો શ્રોતા છું. સામાની વાતોને સાંભળ્યા જ કરવાનો રસિયો છું. કાંઈક પ્રશ્ન પૂછીને મેં જ પ્રારંભ કર્યો હશે, ને પછી તો મહારાજની વાગ્ધારા ચાલ્યા જ કરી હતી.

આટલી વાતો જો બીજા કોઈએ કરી હોય તો કદાચ કંટાળો નહિ, અણગમો પણ નહિ, કંઈ નહિ તો વક્તામાં 'હું—અહમ્' છલકાઈ જતું હોવાની લાગણી થાય. તેને બદલે મહારાજ બોલે ત્યારે બોલતા ન જ અટકે તો કેવું સારું, વધુ ને વધુ બોલ્યે જ જાય તો કેવું સારું, અટકી જાય તે પૂર્વે કંઈક પ્રશ્ન—ટમકું મૂકીને એમને અવિરત બોલતા જ રખાય તો કેવી મજા, એવું મને થયા કર્યું.

શાથી?

## મહારાજ પોતે જ કલાકાર છે

એ કારણથી, કે પોતે આ ઘટનાઓનું મુખ્ય અને કેન્દ્રસ્થ પાત્ર હોવા છતાં પોતાની જાતને ગૌણપદે રાખીને અન્ય મનુષ્યોની જ ઊર્મિઓ યાતનાઓ અને પ્રકૃતિતત્ત્વોનું જ આલેખન મહારાજ કરે જતા હતા. એમનો દૃષ્ટિદોર એ નીચલા થરનાં માનવોનું જ યથાદર્શન કરાવવાનો હતો. વેવલાઈથી વેગળું, ગુણદોષનાં પલ્લાં સરખાં રાખતું, અને માનવ પાત્રોનાં જ રૂપરેખા એકનિષ્ઠાથી ઉપસાવે જતું એ વર્ણન હતું. એમાં પ્રચારલક્ષી નજર નહોતી પણ વાસ્તવની જ વફાદારીભરી પિછાન હતી. પોતે કહે છે કે 'હું રાજકારણનો માણસ જ નથી, હું કોઈ ચૂંટણીઓમાં રસ લેતો નથી. કોંગ્રેસમાં તો હું ગાંધીજીને લીધે જ આવી પડેલો છું, જે પુરુષ આખા દેશનું કલ્યાણ કરી રહેલ છે તેમને એ કલ્યાણકામમાં નમ્ર સહાય કરીએ તો જીવન સાર્થક થાય, એ દૃષ્ટિએ જ હું જાહેર કામમાં છું.' ઉપરાંત મહારાજ પોતે એક સિદ્ધહસ્ત વાર્તાકાર છે. એમનાં વાક્યો સચોટ ઉક્તિવાળાં હોય છે. એમની કથનશૈલીને કલાના સર્વ ગુણો વરેલા છે. કથળતું કે ગોથાં ખાતું એક પણ વાક્ય મેં એમનાં કથનમાં જોયું નથી.

## આત્મપ્રશસ્તિનો ભય હતો

સાંભળી લઈને હું જ્યારે ટાંચણ કરવા લાગ્યો ત્યારે એમનામાં એક ભય સંચરતો નિહાળ્યો. એ ભય આ વાતોની પ્રસિદ્ધિનો હતો એના કરતાં વિશેષ તો આ વાતો દ્વારા એમની પોતાની પ્રશસ્તિ થશે એ વિષે હતો. એક બે વાર મને પોતે ટકોર પણ કરી, કે મારી વાતો બીજા એક બે ભાઈઓએ લખી છે અને તેઓ બહાર પાડવાની ઇચ્છા ધરાવે છે પણ મારાં મૃત્યુ સુધી એ પ્રકટ ન જ થાય તેવું મેં એમને કહ્યું છે.

મારા તરફથી મેં ચોખવટ કરી : કે મારું પ્રધાન લક્ષ્ય હમેશાં એક વ્યક્તિનાં કીર્તિકથન નહિ કરવાનું છે. હું તો લોકજીવનનો નિરીક્ષક અને ગાયક છું, તમે કહી રહ્યા છો તે કથાઓમાં પણ હું તો તમારાં કથનનાં પાત્ર માનવીઓની જ વિલક્ષણતાઓ ને પ્રકૃતિ-તત્ત્વો પર નજર રાખી રહ્યો છું; હું જો આ કથાઓ આલેખું તો તેમાં મારું પ્રયોજન, તમે બેશક એક મુખ્ય પાત્ર તરીકે એમાં જેટલા અનિવાર્ય છો તેટલા પૂરતા જ તમને જાળવી લઈને આ પ્રજાનાં જીવનને જ રજુ કરવાનું છે. ને મેં આજ સુધી એ જ કર્યું છે. મારો રસ વ્યક્તિપૂજામાં નથી.

## દસ્તાવેજી મૂલ્ય

મારા સંકલ્પની પ્રામાણિકતા મહારાજનાં દિલમાં વસી ગઈ. મને આશા છે કે આ સમસ્ત આલેખનમાંથી મારો એ આશય સ્વચ્છ થશે. કથનમાં હું મહારાજની જ કહેણીને, શક્ય હતું તેટલા પ્રમાણમાં વફાદાર રહ્યો છું. તળપદા ભાષાપ્રયોગોને પણ મેં પકડવા યત્ન કર્યો છે. સંવાદો ને વાર્તાલાપો મહારાજના છે. પાત્રાલેખન પણ એમનું છે. મારી શિલ્પકલાને એમનાં ચિત્રોને માથે લાદી ન દેવાય તેની કાળજી રાખી છે.

'ઊર્મિ' માસિકમાં આઠેક મહિનાથી આ પ્રસંગો પ્રકટ થાય છે. કેટલાય સાહિત્યકાર બંધુઓના પ્રશંસાપૂર્ણ કાગળો આવ્યા છે. અન્ય વાચકોની તારીફ પણ મારા સુધી પહોંચી છે એમાં એવો પણ એક સૂર ઊઠ્યો છે, કે સૌરાષ્ટ્રની રસધાર અને બહારવટીઆમાં જે જમાવટ થઈ છે તે આમાં નથી. નથી જ તો! પ્રયોજન જ એ જમાવટથી વેગળા રહેવાનું હતું. મેં ધાર્યું હોત તો આ પ્રસંગોને ભભકાવવાની કંઈ મુશ્કેલી નહોતી. પણ તો એનું દસ્તાવેજી મૂલ્ય ન રહેત ને! તો એ મારી પોતાની

કૃતિઓ ગણાઈ ને મારે માટે થોડાં વધુ વંખાણ મેળવી આપત, પણ મારાં મુખ્ય ધ્યેયને તો મારી જ નાખત.

## ઓલવાતા દીવાને તેલ પૂરનાર

મારું મુખ્ય ધ્યેય આને દસ્તાવેજની મહત્તા અપાવવાનું છે. એ દસ્તાવેજ છે—બનેલી ઘટનાઓનો, લોકમાનસનો, જનતાનાં મનોવિશ્લેષણોનો, અને જનતાની ભાષાનો, લેખકે કેવળ માધ્યમ રૂપે જ પોતાની મર્યાદાનું પાલન કર્યું છે. માનસશાસ્ત્રના, માનવવંશશાસ્ત્રના, જાતિઓ અને કોમોના અભ્યાસ અવલોકનનું જેઓને કંઈ મૂલ્ય હોય તેવાઓને આ મહારાજની કહેલી કથાઓ સાદર કરું છું. ગુજરાતનાં જે ખમીરવંતાં સંતાનો ચોર લુટારા ને ખુનીઓનાં ખાનાંમાં પડીને સરકારી જેલ અગર પોલીસ કચેરીને રજીસ્ટરે પુરાઈ રહેલ છે તેમનામાં વસેલી માણસાઈનો આ દસ્તાવેજી પરિચય છે. માણસાઈના દીવા જીવતાં માનવોમાંથી કેમ અને ક્યારે ઓલવાવા માંડે છે, માણસ જેવા માણસનું આત્મભાન ક્યારે ને કેવી રીતે અધોગતિને પામે છે, અને અકસ્માત એ રામ થઈ જવા આવેલા દીવામાં તેલ પૂરનારો કોઈક એકાદ પણ સાચો પુરુષ ભેટી જતા દીવા કેવા સતેજ બને છે. તેની એક સળંગ કથા આ જુજવા પ્રસંગોમાંથી વણાઈ રહે છે.

## વધાઈનો પ્રસંગ

મારા લેખકજીવનમા તો આ એક મોટી વધાઈનો પ્રસંગ છે, આજસુધી સૌરાષ્ટ્રનાં જ માનવીઓની ધીંગી ધીંગી, અણઘડ આકારની વીરતા, ખાનદાની, નાદાની ને કોમળતાના પ્રદેશો ઢૂંઢતો હતો. ગુજરાત સુધી પહોચવાની આશા નહોતી. જનતાના જીવન–પડોમાંથી જન્મ્યા વગર કે એ પડોનાં જ પાણી પીધા વગર, એની હવાનો શ્વાસોચ્છ્વાસ લીધા વગર કે એની માટીમાં આળોટ્યા વગર એ જનતાની પિછાન શક્ય નથી, નહોતી. મારા સૌરાષ્ટ્રી કાર્યક્ષેત્રની બહાર જઈને અન્ય કોઈ જનસમૂહની ધરતીમાં રોપવાનો મારે માટે બહુ સંભવ નહોતો, પણ મને મહારાજ ભેટ્યા. મહીકાંઠાની જનતાનાં સકળ પ્રાણતત્ત્વોમાંથી ઘડાયેલા એ પુરુષ ન ભેટ્યા હોત, એને બદલે કોઈક બીજાએ વાતો કરી હોત, તો હું આજે અનુભવી રહ્યો છું તેવી મીઠી આત્મસંતોષતા આ ગુજરાતી પાટણવાડિયા બારૈયાનાં જીવન જોડે ન અનુભવી શક્યો હોત, પરિણામે એમને વિષે લખી પણ ન શક્યો હોત. બીજું તો ઠીક પણ એમની ભાષાની તાકાત પણ મને કોણ પકડાવત ?

## શું આમાં સાહિત્ય છે ?

લખાઈને 'ઊર્મિ'માં પ્રકટ થતી ગઇ તેમ તેમ આ વાતો મહારાજની નજરે પણ પડતી ગઈ. એમને એક વિસ્મય થયું, કે ખરેખર શુ આ પ્રસંગો સાહિત્યની સૃષ્ટિમાં સ્થાન પામી શકે તેવા છે? અમને બેચાર જણને એમણે પૂછ્યું યે ખરું, કે શુ સાહિત્યના પ્રેમીજનો આ લખાણનો આદર કરે છે! અમે એમને એક કરતાં વધુ વાર ખાતરી આપી કે આ વાતોમાં સાહિત્યના ઉચ્ચ ગુણો પડેલા જ છે. કદાચ આ સંશય એમનામાંથી પૂરેપૂરો ન પણ ટળ્યો હોય. પણ મારો મુદ્દો જુદો છે. મહારાજ જેવા સંસ્કારસંપન્ન, સંસ્કૃત જ્ઞાન ધરાવતા, ભાષાના સ્વામીને યે જો આપણી 'દુનિયાની સંકીર્ણતાનો અદ્યાપિ પર્યંત પૂરો લોપ થયો નથી એ સાચું કે નહિ ?

## સરદારનું વાત્સલ્ય

આ પુસ્તક શ્રી વલ્લભભાઈ પટેલને અર્પણ કરવાની સ્ફૂરણા મને એકાએક થઈ હતી. પણ એમની નિકટનો આત્મજન હોવાનો દાવો હું કરી શકું તેમ નહિ, એટલે એમની પરવાનગી મગાવવાની મારી ફરજ લાગી એ પરવાનગી એમણે પ્રસન્ન હૃદયે આપી છે તે માટે હું એમનો ઋણી છું. '૩૦ના સંગ્રામમાં હું જાણે કે ભુલો પડીને કારાગૃહમાં ડોકિયું કરવા ગયેલો, તે વેળા બેએક મહિના પોતે પણ સાબરમતી જેલમાં અમારી વચ્ચે હતા. મારા પ્રત્યેનું એમનું તે કાળનું વાત્સલ્ય મારા હૃદયમાં જે સ્થાન લઈ બેઠું છે, તેને મારી એકાદી ચોપડીમાં અંકિત કરવાનો લોભ જતો કરી શક્યો નથી.

# ગ્રંથસમીક્ષા

પીતામ્બર પટેલ
ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા
ઇશ્વરલાલ દવે

**ઘૂઘવતાં પૂર** : લેખક : ચુનીલાલ મડિયા પ્રકાશકઃ એન. એમ. ત્રિપાઠી લી. મુંબઈ. ૨. કિંમત રૂ. ૪–૮–૦

[ઓગષ્ટ:૧૯૪૫ના અંકમાં પાન ૪૦૮થી અધૂરું રહેલું અવલોકન અહીં પૂરું થાય છે.]

પણ જે વાર્તાઓમાં લેખકને કંઈ કહેવાનું હોતું નથી, જ્યાં તેમનું કથયિતવ્ય જ સામાન્ય હોય છે, જ્યાં વાર્તાનો વિષય જીવનમાંથી નહિ પણ ઉપજાવી કાઢેલા ટુચકા જેવા હોય છે ત્યાં તેમની વાર્તાઓ કલાકૃતિ જેવો નહિ પણ પ્રસંગચિત્ર જેવો જ આસ્વાદ કરાવે છે અને આગળ જણાવ્યું છે તેમ આ 'ઘૂઘવતાં પૂર'માં એવો કચરો પણ ઘસડાઈ આવ્યો છે.

બાકી પ્રસ્તાવનાકાર શ્રી રસિકલાલ પરીખે કહ્યું છે તેવો 'અપૂર્વતા'નો તો આ વાર્તાઓ અનુભવ કરાવી શકતી નથી. આ લખનારે આ પૂર્વે આથી પણ સુંદર, ઝળહળતી પાસાદાર હીરા જેવી કલાકૃતિઓ વાંચી છે. એથી મનમાં આશંકા થાય છે કે સ્વસ્થ પ્રકૃતિના અને લાગણીવેડાથી દસ ગાઉ દૂર રહેનાર વિવેચક (એમને વિવેચક કરતાંયે સહૃદયી વાચક કહેવા એ જ વધારે સાચું છે) શ્રી રસિકભાઈએ આ વાર્તાઓ માટે શાથી 'અપૂર્વતા'ની લાગણી અનુભવી એમ લખ્યું હશે?

ઘૂઘવતાં પૂર, વાની મારી કોયલ, આડી લીતરી, દરદ, પીટકું, રઘો નતોડ... આ વાર્તાઓ વંચાતાં સાથે જ ચિત્ત પુલકિત બને છે. સૌન્દર્યનો અનુભવ કર્યા પછી જે રસાનંદ થાય છે તેવો જ રસાનંદ આ વાર્તાઓ કરાવે છે. પણ પ્રસ્તાવનાકારની પેઠે 'વાહ...વાહ...' તો હરગીઝ બોલાતું નથી એટલું જ નહિ પણ 'વાહ...વાહ' કહેવડાવે તેવી તો આમાં એકે કૃતિ નથી.

'ઘૂઘવતાં પૂર'માં સાચું કાવ્ય જોનારને પૂછવાનું દિલ થાય છે—પ્રથમ વર્ષા અને પછી—'માં ક્યા કાવ્યતત્ત્વનું દર્શન થયું'? આ વાર્તામાં લેખકને શું કહેવાનું છે તે જરાયે સ્ફુટ થતું નથી. મસાણનું પાન, રાજી ભંગડી, ઘેર બેઠે ગંગા, કાપણી, મોંઘી અને ડૉ. મહેતા અને છપ્પરપગી એ આ સંગ્રહની સામાન્ય વાર્તાઓ છે. તેમાંયે મોંઘી અને ડૉ. મહેતા, મસાણનું પાન વાર્તા કરતાં પ્રસંગચિત્ર વધારે લાગે છે. છપ્પરપગીનો સાસુનો ત્રાસ અનેકવાર ચર્ચાઈ ગયેલો હોઇ તેમાંથી નાવીન્યનો અનુભવ થતો નથી તેમ તેની રજૂઆત પણ ચોટદાર બની નથી. રાજી ભંગડી, ઘેર બેઠે ગંગા, કાપણી, પેલા જેવી વાર્તાઓમાં લેખકનું દર્શન ધુમ્મસ જેવું ઝાંખું હોય તેની રજૂઆતમાં પણ રુચિરતા આવી નથી. તેનો આકાર પણ કલાત્મક ન બન્યો હોઇ ચિત્તમાં કશાયનોયે સંસ્કાર મૂકી જતી નથી. સત્તાવીસ વાર્તાઓનો સંગ્રહ કરવાને બદલે આવી સામાન્ય વાર્તાઓ લેખકે બાદ કરી હોત તો આ સંગ્રહ તેની રસસિદ્ધિથી બહુમૂલ્ય થઈ પડત.

આમાની કેટલીક વાર્તાઓ સૂચિત હોય એમ લાગે છે ઇચ્છાકાકા અને મયોગોર રૂકશો એ વાર્તામાંની ઘટના ગામડાંઓમાં લોકજીભે વસેલી છે લેખકે પણ એ પરંપરામાંથી જ આ વાર્તાઓનું સૂચન મેળવ્યું હશે 'ચુડેલના દાંત'નું વસ્તુ કોઇ અંગ્રેજી વાર્તા-પરથી ઉપાડ્યું હોય એમ લાગે છે એને મળતી એક અંગ્રેજી વાર્તા વાંચ્યાનું સ્મરણ છે (હાલ એનું નામ યાદ આવતું નથી) કદાચ એ લેખકની મૌલિક કૃતિ પણ હોઈ શકે.

જરૂર, કાવ્ય જેવો રસાસ્વાદ કરાવે તેવી આ સંગ્રહમાં બે વાર્તાઓ છે. તે છે વાની મારી કોયલ અને ઘૂઘવતાં પૂર. 'ઘૂઘવતાં પૂર' વાર્તાનું રહસ્ય અને જીવન દર્શન ઊંચી કોટિનું છે એમ નહિ પણ તેના વર્ણનની છટા, મિજાજ અને ધસમસતા આવતા પૂરનું આલેખન એક સમર્થ કલમનો પરિપાક હોઈ ચિત્તને ઝકડી રાખે છે એ વાર્તાના અંતનું પોત ઘટ્ટવણાટવાળા કિનખાબ જેવું છે. એ અંત ક્યાંક તો તેના ઉત્કૃષ્ટ સ્વરૂપમાં કવિતા જેવું બની જાય છે.

'કમાઉ દીકરો' વાર્તામાં લેખકે જાતીય વિષયને ખૂબ જ કુશળતાથી આલેખ્યો છે. પણ હલકા દોષને લીધે એ વાર્તા પ્રતીતિકર બનતી નથી, અને એથી તે ઉત્તમ વાર્તા બનતા અટકી ગઈ છે. કામથી પ્રજ્વલિત થયેલો પાડો તેના માલિકને મારવા દોડે છે, દોડે છે તે છેક દૂર સુધી દોડે છે અને તેને મારી નાખે છે. પાડો તેના માલિકને શા માટે મારી નાખે? તેનું લક્ષબિંદુ તો ભેંસ જ હતી તો તેને નજરથી દૂર કરી તેના માલિક પાછળ આ રીતે પાડો દોડે ખરો? લેખક એ વાતને બીજી રીતે પણ તેમના વક્તવ્યને અણિયાળું રાખીને લખી શક્યા હોત.

પહેલે જ ધડાકે લક્ષ ખેંચે, ને મનને પકડી રાખે એવી વાર્તાઓને ઉમળકાથી કોણ આવકાર નહિ આપે? એની સારી બાજુને હજુયે બહેલાવીને બતાવી શકાય તેમ છે પણ પ્રસ્તાવનાકારે કહ્યું છે તેમ વિવેચકો આ લેખકને સારી પેઠે દબડાવે અને એના મિજાજને ઠેકાણે રાખેઃ લેખકનો મિજાજ ઠેકાણે લાવવા નો નહિ પણ વાર્તાઓની બીજી બાજુ પણ બતાવવાના ઉદ્દેશથી આટલું લખ્યું છે.

જ્યારે વિવેચકો લેખકને ખોટું લાગી જશે એવા ભયથી નબળી કૃતિનાં પણ વખાણ કરવા બેસી જાય છે તે સમયે તમે, મુરબ્બી રસિકભાઈ તમેયે કાવ્યશાસ્ત્ર અને સંસ્કૃત સાહિત્યના આટલા પરિશીલન પછી પણ પ્રસ્તાવના લખતાં સ્વસ્થતા ગુમાવી બેઠા! વખાણ, અતિ વખાણ કરીને તમે જ એક નવા આશાસ્પદ અને પહેલા જ પુસ્તકથી નામના કાઢનાર લેખકને ચડાવી મારો છો. આ પ્રકારની પ્રસ્તાવનાઓ લેખકને તેમ સાહિત્ય સમસ્તને નુકસાન કરે છે.

શ્રી ચુનીલાલ મડિયાનો આ વાર્તાસંગ્રહ વાચકોને જરૂર ગમી જશે. તેઓ બીજી ઘણી વાર્તાઓ લખે એમ આ વાર્તાઓ વાંચ્યા પછી કહેવાનું મન થાય છે.

* * *

**કેવડાના કાંટા** લેખક વિ. સ. ખાંડેકર અનુવાદક વાડીલાલ દેસાઈ સોલ એજન્ટ શ્રી. શાંતિલાલની કંપની પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ મૂલ્ય રૂા. ત્રણ

શ્રી વિષ્ણુ સખારામ ખાંડેકર મહારાષ્ટ્રના અગ્રગણ્ય વાર્તાકાર છે. તેમાંયે ટૂંકી વાર્તા તો તેમનું વિશિષ્ટ સાહિત્યસર્જન છે. તેમના નવ પ્રભે સત્તર જેટલા તો વાર્તાસંગ્રહો પ્રગટ થઈ ચૂક્યા છે. આમ સંખ્યાની દૃષ્ટિએ તો શ્રી ખાંડેકરને કોઈ પણ ગુજરાતી વાર્તાકાર પહોંચી શકે તેમ નથી.

આ સંગ્રહમાં અનુવાદકે લેખકની બાર વાર્તાઓ રજૂ કરી છે. ફૂલ અને પથ્થર જેવી ભાવનાના વાર્તાસંગ્રહમાં શાને લીધી હશે? લેખકના સર્વ સંગ્રહોમાંથી અનુવાદકે ચૂંટણી કરીને આ શ્રેષ્ઠ વાર્તાઓ અહીં મૂકી હશે એમ જણાય છે. આ વાર્તાઓ વાંચતા એમ જણાય છે કે શ્રી ખાંડેકર કલાવાદી નથી પણ જીવનવાદી વાર્તાકાર છે. એનો અર્થ એ નથી કે લેખકની વાર્તાઓમાં કલા નથી, પણ તેઓ કલાના ભોગે પણ જીવનના શાશ્વત સત્યો બોધ નિરૂપ્યા વગર રહી શકતા નથી. ખરું જોતાં તો કલાકાર બોધ નહિ પણ દૃષ્ટિ આપે છે. સાચો કલાકાર તેના સર્જનમાં જીવનનું રહસ્ય કે જીવનનું દર્શન બતાવ્યા વગર રહી શકતો જ નથી, પણ તે બધું કલાની મર્યાદામાં રહીને જ. અને જે કંઈ કહેવાનું છે તે પછી કલાકૃતિમાંથી જ પુષ્પની સુગંધની પેઠે સ્ફુટ થાય છે. બીજી રીતે કહીએ તો કલાકાર વ્યાખ્યાતા નહીં પણ વ્યંજનામાં જ સર્વ કંઈ કહી દે છે. આ અર્થમાં શ્રી ખાંડેકરની વાર્તાઓ શુદ્ધ કલાકૃતિઓ બની શકી નથી.

શ્રી ખાંડેકર તેમની વાર્તાના વિષયો વિશેષ કરીને જીવનની અથડામણો, કૌટુંબિક ઝઘડાઓ અને સમાજરચનામાંથી જન્મતા વિસંવાદમાંથી પસંદ કરે છે. માનવીના હૈયામાં વહી રહેતા પ્રણયપ્રવાહોને, દિલમાં ઝીલાઈ રહેલા કોઈ ગૂઢ ભાવને, હાથમાં આવીને છટકી જાય તેવી કોઈ ઊર્મિને, અંતરના સૂક્ષ્મ તાણાવાણાઓને તેમની મેધા સ્પર્શ કરતી દેખાતી નથી. તેઓ જીવનની ઉપલી સપાટી પર ડૂબકી દબિયા કરતા દેખાય છે. આથી તેમની વાર્તાઓમાં કોઈ ચિરંતનભાવનું જીવનની અભિલાષાનું માનવીના સંગોપાંગ અંતરનું દર્શન થઈ શકતું નથી.

બીજું લેખક કલ્પનાની પાંખે ઊડીને અનુભવનું અવગાહન કરીને તેમના ચિરપરિચિત જીવન મર્યાદાથી બહાર જઈ શકતા નથી. તેઓ ધંધે શિક્ષક હોઈ તેમની વાર્તાઓમાં શિક્ષક, શાળા અને વિદ્યાર્થીજીવન જાણે અજાણે પણ ડોકાઈ જાય છે. આ સંગ્રહની ફૂલસ્થાન, આઠમી જૂન, પહેલી જૂન, કેવડાના કાંટા–વાર્તાઓ શિક્ષણક્ષેત્રની ચોમેર ઘૂમે છે. એથી તેમની વાર્તાઓમાં એકતાનતા આવે છે. ત્રીજું લેખકને હું થી વાત કહેવાની વિશેષ ફાવટ છે. સંગ્રહમાં ખોટા શિવલેખો, ફૂલ સ્થાન, કુટિલ ખમીસ, દાઝેલા હૈયા, દીવાદાંડી એ રીતે આલેખાયેલ વાર્તાઓ છે. જો કે આમાં બધી જગ્યાએ 'હું' એક જ નથી એટલે વાચકને કંટાળો થતો નથી.

આ વાર્તાઓ વાંચતા એક અસર એ પણ પડે છે કે લેખકને સ્ત્રીપુરુષના તેમાંયે પતીપત્નીના સંબંધની વાર્તાઓ લખવી સારી ફાવે છે. સ્નેહલગ્ન કે પૂરી પિછાણ પછીથી લગ્ન કરેલા પતિપત્નીના જીવનનો વિષાદ ઘણું તેને આસાનીથી આલેખે છે. અને કદાચ આ પ્રેમભાવને લીધે જ તેમની વાર્તાઓના અને વાર્તાના નામમાં સુદ્ધાં ફૂલ વારંવાર દેખાયા હશે કે માત્ર અકસ્માત જ!

શ્રી ખાંડેકરની આ વાર્તાઓ મરાઠી સાહિત્યની સારામાં સારી કૃતિઓ હોય તો બેધડક કહી શકાય તેમ છે કે ગુજરાતની વાર્તાઓ તેની કલામયતાથી અને જીવનની અનુભૂતિથી મરાઠી વાર્તાઓ કરતા ઘણી આગળ છે.

લેખકમાં કલાદૃષ્ટિનો અભાવ અને બીજી મર્યાદાઓ બતાવ્યા છતા કહેવું પડે છે કે તેમની વાર્તાઓ વાચનક્ષમ છે, આસ્વાદ્ય છે, અને તેનું કારણ તેમની પ્રાસાદિક ભાષા છે. શ્રી. ખાંડેકરની ભાષામાં પ્રસાદ અને માધુર્ય સહજ રીતે આવીને બેસી જાય છે. તેમની શૈલી સરળ અને વિશદ છે. લેખક સંસ્કૃત સાહિત્યના અભ્યાસી છે એવી તેમના નિરૂપણમાં સંસ્કૃત સાહિત્યના અવતરણો જ નહિ પણ તેની ઉપમાઓ પણ સહજ રીતે આવે છે. તેમને એને માટે પ્રયત્ન કરવો પડતો નથી. આથી તેમની વાર્તાઓમાં નિર્ઝરની ચંદ્રિકા જેવું શીતળ નિર્મળ વાતાવરણ પ્રસરાઈ રહે છે. આ ગુણને લીધે તેમની ગમે તેવી વાર્તા પણ વાચકને પકડી રાખે છે.

આ પુસ્તકની પ્રસ્તાવના લખી છે યુવાન વિવેચક પ્રો. યશવંત શુક્લે. પ્રો. યશવંત શુક્લ એક સમર્થ વિવેચક હોઈ વાર્તાઓનું હાર્દ અને લેખકની શક્તિનું દર્શન કુશળતાથી કરાવી શક્યા છે. તેમણે બીજા પ્રસ્તાવનાકારોની પેઠે પુસ્તકના માત્ર સારા તત્ત્વો બતાવી બેસી ન રહેતા તેનું તટસ્થ વિવેચન પણ કર્યું છે. પ્રસ્તાવના લખતા આપણા સન્માનિત અને પીઢ વિવેચકો વખાણ ના સાથિયા પૂરવા બેસી જાય છે. તેમની સામે આ પ્રસ્તાવના લાલબત્તી બની રહો. વિવેચનની નિષ્ઠા જાળવી રાખનાર વિવેચક યશવંત શુક્લ ગુજરાતની મોટી આશા છે.

અનુવાદક શ્રી વાડીલાલ દેસાઈએ આ પહેલા પુસ્તકથી જ તેમની ભાષાનો પરચો બતાવી દીધો છે. મૂળની વફાદારી સાથે ગુજરાતીમાં ભાષાંતર કરીને તેમણે મોટી સફળતા મેળવી છે. તેઓ આવા બીજા પુસ્તકો આપે એમ કહેવાનું સહેજે મન થઈ આવે છે.

* * *

**હીરાની ખાણ** લેખક ચંદુલાલ પટેલ પ્રકાશક એન એમ ઠક્કરની કંપની મુંબઈ ૨ કિંમત : ત્રણ રૂપિયા

શ્રી. ચંદુલાલ પટેલ 'હીરાની ખાણ' લઈને ગુજરાત સમક્ષ ગંભીર વાર્તાકાર તરીકે પહેલીવાર હાજર થાય છે. તેમની ખાણમાં હીરા તો છે પણ કેટલાક પાસા વગરના, ઝગમગ બનાવટી, તેજ વગરના હીરા પણ એમાં ભળી ગયા છે. એથી આ સંગ્રહ હીરાની ખાણની પેઠે આપણા ચિત્તને તેજના પ્રકાશથી ઝળહળતું બનાવી શકતો નથી.

આ વાર્તાઓમાં વસ્તુવૈવિધ્ય છે, સ્થળકાળનું પણ વૈવિધ્ય છે અને ચોટદાર નિરૂપણ છે. લેખકની ભાષા ભાવને વહી શકે તેવી અર્થવાહી છે. તેમનાં વર્ણનો રસભરી બાનીમાં આલેખાયેલાં હોઈ હૃદયંગમ છે. તેમની વાત કહેવાની છટા, થોડાક શબ્દોમાં વાતાવરણને જીવંત બનાવી મૂકવાની તાકાત અને રંગદર્શી શૈલીમાંથી ઉપસતી ભાવના કુમાશ એ કુશળ વાર્તાકારને શોભે તેવાં છે. શ્રી ચંદુલાલ પટેલ જીવનમાંથી કોઈપણ નાનો કે મોટો પ્રસંગ લઈને કે ક્યારેક કોઈક પાત્ર લઈને તેને વાર્તામાં કસબીની પેઠે મઢવા બેસી જાય છે. પછી મારે વાર્તા બનાવવી છે, સારી વાર્તા બનાવવી છે એવી સભાનતાથી તેઓ તેમની રંગદર્શી શૈલીમાં તેનું આલેખન કરે છે. અને આ સભાનતાથી તેમની વાર્તાઓમાં ઘણીવાર રંગની ઘેરાશ આવી જાય છે.

કોઈ પણ કલાના સર્જકે એક વસ્તુતો સિદ્ધાંત તરીકે સ્વીકારવી જોઈએ કે તેણે નિરૂપ્ય વિષયમાં તન્મયતા સાથે તટસ્થતા અવશ્ય રાખવી જોઈએ. ઊર્મિનું આલેખન કરતાં પણ તેણે તાટસ્થ્ય તો રાખવું જ જોઈએ. જ્યારે આવું તાટસ્થ્ય કે સંયમ નથી જળવાતો ત્યાં ઊર્મિ નહિ પણ ઊર્મિલતા આવે છે. શ્રી. ચંદુલાલની વાર્તાઓમાં આ ઊર્મિલતાનો દોષ આવી ગયો છે. તેઓ પાત્રોની વેદનાને પરલક્ષી દૃષ્ટિએ નિરૂપી શકતા નથી. જાણે તેમની વેદના પોતીકી હોય એવો ઓપ આપે છે. આથી તેમની કરુણ વાર્તાઓમાં કારુણ્ય નહિ પણ હાયબળાપા આવી ગયા છે.

જીવન કરુણતાથી સભરભર છે. વેદના કેટલાયે જીવોને રેંસી રહી છે. એટલે કરુણ વિષયો લેખક પસંદ કરે તે સમજી શકાય તેમ છે પણ એનો અર્થ એ નથી કે તેને કરુણતાનો ઘેરો રંગ આપી કથનિકાને લાગણીવેડાથી તરબોળ કરી દેવું. લેખક નિરૂપણમાં આટલી ઊર્મિલતા દાખવે છે છતાં બાકી રહી જતું હોય તેમ લગભગ દરેક વાર્તાના અંતે કવિ ન્યાયની પેઠે કુદરતને પણ રડતી કે વેદનામાં સહાનુભૂતિ બતાવતી દર્શાવે છે. (દૃષ્ટાંત તરીકે 'પાણીને બાથ'નો અંત જુઓ)

લેખકને શૈલીના નવા નવા પ્રયોગો કરવા ગમે છે. તેમની શૈલી યૌવનના કસુંબલ રંગને અચ્છી રીતે આલેખી શકે છે. તે વાતાવરણમાં જોબનનો નશો ભરી શકે છે. અને જ્યારે વાર્તાનું વસ્તુ જ એવું હોય છે ત્યારે એ શૈલી વાર્તાને ખૂબ જ ઉપકારક થઈ પડે છે. એના સુંદર નમૂના તે 'સ્વમાને સલામ' અને 'ફેંક્યું ફૂલ'. આ બને વાર્તાઓનું રહસ્ય સામાન્ય હોવા છતા તેની રંગદર્શી શૈલી વડે એ વાર્તાઓ મઘમઘતા પુષ્પ જેવી બની છે. પણ લેખકની શૈલી જેમ એક પક્ષે તેમની શક્તિ છે તેમ એ જ એમની મર્યાદા પણ બની રહે છે. લેખક એ શૈલીના મોહમાંથી જ્યારે બહાર નીકળી શકતા નથી ત્યારે વાર્તાનું વક્તવ્ય મોળું પડી જાય છે અને જે કંઈ ધ્યાન ખેંચે છે તે માત્ર તેમની શૈલી અને આ શૈલીનો અતિરેક થતાં તે શબ્દાળુ બની જાય છે અને એમાંથી કશાયનો પણ અર્થબોધ થતો નથી. જ્યારે લેખક શૈલીને ઓપ આપવાનો સભાન પ્રયોગ કરે છે ત્યારે તે શૈલી વાચાળ અને ડોળઘાલુ બની રહે છે. સૂર્યને બદલે આફતાબ જેવા ફારસી શબ્દ શાને વાપરતા હશે? જમીન સામે જોયું એમ કહેવાને બદલે જમીન તરફ આંખો સંક્રાન્ત કરી એમ લેખક લખે છે સંક્રાન્ત શબ્દ આ સંદર્ભમાં વપરાય ખરો? તે જુવાન હતી તે કહ્યા પછી 'શરીર પર યૌવનના નકશા ઊઠ્યા હતા!' એમ કહેવાનો શો અર્થ? નકશા ઊઠ્યા હતા એટલે શું ઊઠ્યું હતું? આવા અર્થહીન પ્રયોગો શૈલીને નામે શાને કરતા હશે? આ તો ઘણામાંના થોડા દાખલા આપ્યા છે.

લેખક સ્વભાવે પ્રયોગશીલ છે તેમણે આ વાર્તાઓમાં આયોજનની નવી રીતિ અખત્યાર કરી છે. પગદંડીને, પીંપળાને, શિવપુર ગામને તેમણે મૂર્તસ્વરૂપ આપી વાત કહેતાં કર્યાં છે. હીરાની ખાણ, ઘોડીપુર, પગદંડી 'પાણીને બાથ' વગેરે વાર્તાઓ નવી રીતિમાં લખાઈ છે. એથી વાર્તામાં તાજગી આવે છે, નવીનતાનો ઓપ આવે છે. પણ એમાં નિરૂપણની વાસ્તવિકતા જળવાતી નથી. એથી અધિકારી વાચક વર્ગને તો આ પ્રયોગો માત્ર ઠાલા જ લાગે છે. ઘોડીપુરમાં વીરોજી મુખી, શિવપુર ગામ, પીંપળો વગેરે સ્વમુખે વાત કહે છે ત્રણે ભિન્ન ભિન્ન વ્યક્તિઓ છે એમ કલ્પીએ તો ત્રણેના મુખમાંથી ભિન્ન પ્રકારની ભાષા કેમ નીકળતી નથી? વીરોજી આવી ભાષા બોલે ખરો? શિવપુર અને પીંપળાની ભાષામાં ક્યાંઈ ફરક છે ખરો? જો એકજ પ્રકારની ભાષા આ પણ કહેવાની હોય તો પછી લેખક જ સીધેસીધી વાત કાં નથી કહેતા? એ જ રીતે 'પગદંડી'માં પગદંડી જેસંગ અને લખમીની બધી જ વાત જાણે છે તો લખમી ઘરમાં હતી કે નાસી ગઈ તેનો ભેદ કેમ જાણતી નથી? એ નહિ કહેવામાં જ અવાસ્તવિકતા ખડી થાય છે અને વાર્તાની બધી મજા મારી જાય છે. 'પાણીને બાથ' આરંભથી લેખક વાત કહે છે આગળ જતા એ વાત વાર્તાનું પાત્ર 'હું'થી વાત કહેવા માંડી પડે છે. આથી સીધી ગતિએ વહે જતી વાત ગુંચવાળાં ઊભાં કરે છે. અને પરિણામે લેખકની આ પ્રયોગશીલતા રસાસ્વાદમાં ઉપકારક થવાને બદલે ક્ષેપ કરે છે.

લેખકે પ્રસ્તાવનામાં કહ્યું છે કે એકવીસ વાર્તાઓમાંથી સત્તર મૌલિક છે. બાકીની ચાર સૂચિત છે. તો તે ચાર વાર્તાઓ કઈ? લેખકે તેનાં નામ નિર્દેશ કર્યો નથી તેમ શામાંથી સૂચન મળ્યું તે પણ જણાવ્યું નથી. પણ આમાંની બે વાર્તાઓ પર ફ્રિદમવિતની છાયા હોય એમ લાગે છે. 'અમાનખાનની હીરાણી'માં પરોક્ષ ફ્રિદમની છાયા સ્પષ્ટ વર્તાય છે. તેવી રીતે 'જીવનનો દયામાં—તેનો—અંત 'વાપસ' ફ્રિદમને ઘણી રીતે મળતો આવે છે.

લેખકમાં સબળ ભાષા છે, ભાવને વ્યક્ત કરવાનું શબ્દસામર્થ્ય છે. વાર્તાક્ષમ વસ્તુ પસંદ કરવાની સૂઝ છે, વાત કહેવાની સુંદર હથોટી છે વ્યક્તિત્વ ધોતક સંવાદો છે છતાં તેમની વાર્તાઓ અનન્યતાનો આસ્વાદ કરાવી શકતી નથી તેનું કારણ તેમના જીવનદર્શનમાં રહેલું છે. તેઓ જેવું વસ્તુવૈવિધ્ય લાવી શક્યા છે તેવું જીવનદર્શનનું, જીવનના અનેક પાસાઓનું દર્શન લાવી શક્યા નથી. તેમના

અનુભવમાં રજૂ કરી સંભળાતો નથી તેઓ જે સંવેદન અનુભવે છે તેવું સમસંવેદન વાચકમાં જગાડી શકતા નથી આથી વાર્તાઓની મોટ મોળી પડે છે

આ બધી મર્યાદાઓ જણાવ્યા પછી પણ કહેવાનું રહે છે કે શ્રી ચંદુલાલ પટેલ આ પહેલા સંગ્રહથી જ વાર્તારસિકોનું ધ્યાન ખેંચી લે છે. તેમાંયે છેલ્લું ફૂલ, રક્ષાને સલામ, હીરાની ખાણ અને સેંથાનું સિંદૂર જેવી વાર્તાઓ તેની કલામયતાથી અને તાજગીસરી રજૂઆતથી આસ્વાદ્ય બની રહે છે. લેખક આ પહેલા સંગ્રહથી જ સારા વાર્તાકારની આશા આપી જાય છે

પીતામ્બર પટેલ

* . * *

**પાંખ વિનાનાં** : લેખક ઉમેદભાઈ મણિયાર. પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ મુંબઈ–અમદાવાદ પૃ. : ૧૯૨ : કિં : રૂ. ૩-૦-૦

આ તેર નવલિકામાંની ઘણી ખરી જુદાં જુદાં માસિકોમાં પ્રસિદ્ધ થઈ ગયેલી એટલે ઉમેદભાઈ મણિયાર, લેખક તરીકે આ સંગ્રહની પ્રસિદ્ધિ પહેલા વાચકોને પરિચિત છે પરંતુ પુસ્તકના લેખક તરીકે અત્યારે જ સાહિત્યના ક્ષેત્રમા પગ મૂકે છે. પુસ્તકમાં લખવામા આવ્યું છે તે પ્રમાણે એમની બે નવલકથાઓ 'ક્ષમા' અને 'ઋણ' અને એક બીજો નવલિકા સંગ્રહ 'શિરવધાઠ' અલ્પ સમયમા બહાર પડશે. "હિઝ માસ્ટર્સ વોઇસ"ની એમની ચાર રેકર્ડોમાંની બે બહાર પડી છે અને બે બહાર પડવાની છે કે વરતમાં પડી ગઈ છે જે ઉપરથી જણાય છે કે લેખક અવેતન હળવા સંગીતના ગાયક પણ છે; જો કે આ સંગ્રહમાં સંગીતનો માત્ર એક જ નાનો સરખો ઉલ્લેખ લેવામા આવે છે।

"આ વાર્તાઓ" નામક શિર્ષક નીચે લખાયેલ લેખકના બે બોલમાં લેખક લખે છે કે "આ વાર્તાઓ પ્રસિદ્ધ કરતાં મારો હાથ સંકોચાતો નથી" એના ઉત્તરમાં વાચકો આ વાર્તાઓ વાંચ્યા પછી એમ જરૂર કહી શકે કે 'સંકોચાવા'ની જરૂર પણ નહોતી વાર્તાઓ વાંચવી ગમે તેવી છે એવો અભિપ્રાય વાચકોનો મોટો ભાગ જરૂર આપશે આગળ ચાલતાં લેખક લખે છે. "આ વાર્તાઓના ગુણ–દોષની ચર્ચા શ્રી ઉમાશંકરે પ્રસ્તાવનામાં કરી જ હશે. ટૂંકી વાર્તા ટૂંકી રહે અને છતાં વાર્તા રહે એવી કાળજી રાખવા સતત પ્રયત્ન કર્યો છે." ઉમાશંકરની "મૂંગી તાકાત" નામની પ્રસ્તાવના વિશે પછીથી અત્યારે તો એટલું કહેવું જરૂરનું છે કે "ટૂંકી વાર્તા" ટૂંકી જ છે છતાં વાર્તા છે એ લેખકનું કથન સત્ય છે ૧૯૨ પાનમાં તેર નવલિકા સમાય છે એટલે સરેરાશ એક નવલિકા દીઠ પંદર પાન આવે છે. પણ 'શિવશંકર' અને 'છબી' એ બે લાંબી વાતો ધ્યાનમાં લઈએ તો સરેરાશ બાર પાનાથી વધુ નહિ આવે.

એ જોતાં લેખક નવલિકામા નાટકનું સંભાળ કરતા નથી એ તો સાફ જણાઈ આવે છે. ગુજરાતી સાહિત્યમા એમના જેટલી જ ટૂંકી વાતો લખનાર મારા જાણવામા તો માત્ર મુરલી ઠાકર છે તેમના "પરબના પાણી" અને "પ્રેમળ જ્યોત" એ બે સંગ્રહમાં વાર્તાની લંબાઈ માત્ર બાર બાર પાનની છે.

"બાળકોના સુખદુઃખના નાના પ્રસંગોમાથી એમના મનની દુનિયાની ઝાંખી કરાવવાની" મહત્ત્વકાંક્ષા લેખકે સેવી છે એમ લેખક કહે છે અને એ દિશાને એવા 'વિશિષ્ટ' પણ કહે છે; પણ આ સંગ્રહમાં એવી વાર્તા કેટલી? ખાસ કહી શકાય એવી તો માત્ર એક ગણાવાય "લાડકી બહેન" એ વાત સામાન્ય લાગે છે એમાં બાલમાનસનું કલાત્મક ચિત્રણ નથી, જે છોકરો વાત કહે છે તે છોકરાનું વય જોતાં આમ એ વાર્તા કહે નહિ એમ પણ આપણને લાગી જાય છે એ સિવાય આ વર્ગમા લેખક કઈ વાર્તા મૂકવા માગતા હશે? કદાચ 'મહેન્દ્ર' અને નવનીત'ને એ વર્ગમાં ગણાવતા હશે. એ બન્ને વાતોમાં લેખકે 'બાલમાનસ નિરૂપણ' કરતાં અમુક 'Complex' (માનસગ્રંથિ) બતાવવા યત્ન કર્યો છે. 'નવનીત'મા એ 'કોમ્પ્લેક્સથી કશું કરુણ પરિણામ આવ્યું નથી એટલે લેખકનો આશય સ્પષ્ટ તરી આવતો નથી 'મહેન્દ્ર'માં મહેન્દ્ર ચોરથી, મનુષ્યથી ડરે તેવો બીકણ થયો એ માનસિક નિર્બળતારૂપી ફળ આણવા લેખકે બીજી બીજી જૂઠ્ઠાનાં-અનીન્દ્રિય, અલૌકિક પ્રેતસૃષ્ટિની ડરામણીનાં-વાક્યાં છે એ કળાની ત્રુટિરૂપ છે. વહેમ અને બીક એ બે જો કે મસીઆઈ બહેનો ગણાય પણ વહેમથી નિર્બળ મનને વહેમથી જ ડરતું બતાવ્યું હોત તો પરિણામ વધુ કલામય બની શક્યું હોત વહેમની પ્રસ્તાવના, ચોરની બીકનો મુખ્ય પ્રસંગ અને પ્રશ્ન–ઉત્તર રૂપ અંતભાગ એ ત્રણ ભાગમાં એકતા સધાતી નથી એથી રસ કથળે છે આ બન્ને વાતોમાં હાસ્ય અને કરુણ એ બેમાંથી કોને પ્રાધાન્ય આપવું એ લેખક આરંભમાં નક્કી કરી શક્યા હોત તો વાર્તા નિઃશંક સરસ થાત. આમા તો 'બાવાના બન્ને બગડયાં છે.'

લેખકની બે લાંબી વાત 'શિવશંકર' અને 'છબી' છે. સંગ્રહની ઉત્તમ વાતોમા આ બેમાંથી એકેય આવી શકે તેમ નથી છતાં આ બેમાથી વધુ સારી વાત છે "શિવશંકર"ની "છબી" વાંચવી ગમે તેવી વાત છે પણ વાતમાં નાયકને એટલો મૂર્ખ ચીતર્યો નથી છતાં 'છબી'ની ખરી માનસવૃત્તિ એને સમજાય નહિ એ માન્યામા આવે તેમ નથી. વળી 'છબી' પોતે બેંગલોર સુધી જાય અને લગ્નને દિવસે જ નાયકને પરણવાની ના પાડે એવું નાયિકાનું ચિત્રણ નથી. જે પ્રમાણે નાયિકાનું આલેખન છે તે પ્રમાણે તો જે ક્ષણે નાયિકાને ખબર પડે કે થનાર પતિને બાપનો દલ્લો મળવાનો નથી તે ક્ષણે જ તે ના પાડી દે. અને એવી ક્ષણ માટે લેખકને ઠેઠ બેંગલોર જવાની જરૂર નહોતી 'તમે બિલકુલ સમજતા નથી' એ વાક્યને નાટકનું લેખકે આટલું પ્રાધાન્ય આપ્યું જણાય છે નાયક તો ભલે ન સમજ્યો પણ નાયિકા પણ બેંગલોર જતા સુધી કેમ બિલકુલ નહિ સમજી? એવી ચાલાક છોકરી–Gold digger–બાળી ભુખને બેંગ્લોર જઈને પોતાની આબરૂ ગુમાવે? જે આબરૂની કિંમત એને અતિ દ્રવ્યવાન પતિ પ્રાપ્ત કરીને ઉપજાવવી છે તે આબરૂ ગુમાવે? 'છબી'મા ભવ્ય ઊર્મિના તોફાન નથી, પ્રચંડ મનોમંથન પણ નથી.

